અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજનું મુખપત્ર

# લક્ષ્મીનારાયણ દર્શન

જુન-જુલાઈ-૨૦૧૧ વાર્ષિક લવાજમ રૂ.૧૦૦/- માનદ તંત્રી : રતિલાલ પટેલ

## ભવ્ય ઐતિહાસિક મહોત્સવમાં શ્રી લક્ષ્મીનારાયણ મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા અને કેન્દ્ર સ્થાનની સ્થાપના

મહોત્સવ ઉદ્‌ઘાટન

કેન્દ્રસ્થાનની સ્થાપના

મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા




ઉદ્‌ઘાટન સમારંભમાં મંચસ્થ સ્વામી સચ્ચિદાનંદ અને આગેવાનો





સત્સંગ હોલ નામ કરણના દાતા પરિવાર અને સત્સંગ હોલના દ્વાર ખોલનાર દાતા પરિવાર નજરે પડે છે.



મંચસ્થ રાષ્ટ્રીય સંતશ્રી રમેશભાઇ ઓઝા અને ગુજરાતના રાજ્ય કક્ષાના મંત્રીશ્રી વાસણભાઇ આહીર અને આગેવાનો



સંત સભામાં મંચસ્થ સંતશ્રીઓ



લક્ષ્મીનારાયણ દર્શન પુસ્તકનું વિમોચન કરતા દાતા પરિવાર સાથે ડો. ગોરીશંકર




લક્ષ્મીનારાયણ દર્શન પ્રથમ અંક અને સી.ડી. પૂ.ભાઇશ્રીને અર્પણ કરતા સંસ્થાના પ્રમુખશ્રી અને માનદ્‌તંત્રી

અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજનું મુખપત્ર

# લક્ષ્મીનારાયણ દર્શન

અંક : ૨-૩, જૂન - જુલાઇ - ૨૦૧૧

:: માનદ તંત્રી ::
રતિલાલ પટેલ

:: પ્રકાશક અને મુદ્રક ::
અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ
દેશલપર (વાંઢાય) - કચ્છ

:: પ્રકાશન સ્થળ ::
શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન
મુ.પો. દેશલપર, તા. ભુજ-કચ્છ
ફોન : (૦૨૮૩૨) ૨૭૬૩૪૫

:: મુદ્રણ સ્થાન ::
શ્રીહરિ ઓફસેટ, ભુજ. ફોન : ૨૨૬૦૦૭

:: પત્ર વ્યવહારનું સરનામું ::
લક્ષ્મીનારાયણ દર્શન કાર્યાલય,
પૂજા-એ, આઇ.સી.આઇ.સી.આઇ. બેન્કની બાજુમાં,
સ્ટેશન રોડ, ભુજ-કચ્છ, પીન : ૩૭૦૦૦૧
ફોન : (૦૨૮૩૨) ૨૨૯૯૨૦
મો. ૯૮૨૫૫ ૬૩૮૮૪

- દર માસની ૧૪મી તારીખે પ્રગટ થાય છે.
- વાર્ષિક લવાજમ રૂા. ૧૦૦/-
- પંચવર્ષિય લવાજમ રૂા. ૫૦૦/-

## આ અંકના આકર્ષણો


- તંત્રીલેખ : શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનની સ્થાપના એ ઐતિહાસિક ઘટના છે
- વેદોનો દિવ્ય સંદેશ
- દેશલપર ખાતે શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનમાં ઉજવાયો ભવ્ય ઐતિહાસિક મહોત્સવ
- મહોત્સવમાં રૂપિયા અગીયાર લાખથી વધુ દાન આપનાર દાતાઓની નામાવલી
- મહામંત્રોની પ્રચૂરતા વિનાશકારી
  - જગદગુરૂ શંકરાચાર્ય શ્રી નિશ્ચલાનંદજી સરસ્વતી
- સનાતન ધર્મ વહેતી ગંગા છે - સ્વામી સચ્ચિદાનંદજી
- ધર્મના ચાર ચરણ - રમેશભાઇ ઓઝા
- ગૌરક્ષાનો સંકલ્પ - દંડી સ્વામી શ્રી સદાનંદ સરસ્વતીજી
- ધર્મમાં જ સુખ રહેલું છે - ડો.વી.આર. ગૌરીશંકર
- કેન્દ્રસ્થાનનું લક્ષ્ય - સ્વામી વૃંદાવન વિહારીદાસજી
- પરમાત્માને મેળવવા માટે એકલા હોવું જરૂરી છે
  - તેજાલાલ ડી. પટેલ
- નવજાગૃતિનો નવતર કીમિયો - પૂજ્ય મોરારિબાપુ
- કૃષ્ણની છબી - ગુણવંત શાહ
- विष्णु की उत्पत्ति एवं विविध रुप
  - संकलन : क.वि. पटेल
- આનંદના ધ્યાનની પદ્ધતિ
- ધાર્મિક સામાજીક શિક્ષણની ચેતના જગાડતું કેન્દ્રસ્થાન
  - શાસ્ત્રી શ્રીરંગસ્વામીજી
- શ્રી લક્ષ્મીનારાયણ શરણ - હરિભાઇ કોઠારી
- જીવદયા એ પ્રભુ સેવા છે - રતિલાલ પટેલ
- **Moments with Krishna**
  - Swami Dayanand Sarswati
- नारायणोपनिषद- નાનજીભાઇ સાંખલા
- જ્યાં ખોવાયું છે, ત્યાં શોધો - ભાણદેવ
- ઇચ્છા એ છે તપશક્તિની વિકૃતિ - શ્રી અરવિન્દ

# વેદોનો દિવ્ય સંદેશ

*ગૂહતા ગુહ્યં તમો વિ યાત વિશ્વમિત્રણમ્ ।*
*જ્યોતિષ્કર્તા યદશ્મસિ ॥*

ભાવાર્થ : હે ઈશ્વર ! અમે અંધારી ગુફામાં પડ્યા છીએ, આ ઘોર અંધકારમાં અનેક ખાઈ જનારા રાક્ષસો અમને સતાવી રહ્યા છે. આ અંધકારનો નાશ કરીને અમને પ્રકાશનું દાન આપો જેનાથી આ શત્રુઓથી અમારો છુટકારો થાય.

સંદેશ : આ મંત્રમાં ઈશ્વરને સાધારણ અંધકાર દૂર કરવા માટે પ્રાર્થના કરવામાં આવી નથી, જે એક દીપક સળગાવવાથી અથવા વીજળીનું બટન દબાવવાથી દૂર કરી શકાય છે. અહીં તાત્પર્ય અજ્ઞાનના અંધકાર સાથે છે. આપણે ચારેબાજુથી આ અજ્ઞાનમાં ઘેરાયેલાં છીએ. એમાં કામ, ક્રોધ, લોભ, મોહ, સ્વાર્થ વગેરે આપણા આત્માને પતનની ખાડીમાં નાખવા માટે પ્રયત્નશીલ હોય છે. આપણે પોતાનું કે સંસારનું ભલું કરી શકતા નથી.

ભગવાને આપણા પાછલા જન્મના પુણ્યકર્મોના ફળસ્વરૂપે આપણને આ મનુષ્ય શરીર આપ્યું. "બડે ભાગ માનુજ તન પાવા" અને આ શરીર એટલે આપ્યું કે પ્રભુએ આ સંસારરૂપી સુંદર બગીચો બનાવ્યો છે, તેમાં આપણે માળીની માફક તેને વધુ સુંદર બનાવીએ. પરંતુ અજ્ઞાનવશ આપણે તેના તરફ જોવા જ ઇચ્છતા નથી અને પોતાના નીચ અને કનિષ્ઠ સ્વાર્થોની પૂર્તિમાં જ લાગ્યા રહીએ છીએ. દરેક વખતે લોભ, મોહ અને કામની પૂર્તિ કરવા તાણાવાણા બનાવીએ છીએ અને તેમાં અડચણ આવતાં ક્રોધ કરીએ છીએ. પુત્રૈષણા, લોકૈષણા અને વિત્તૈષણાના સિવાય બીજું કાંઇ દેખાતું નથી. સંસારમાં જે કાંઇ છે તે બધું અમને મળવું જોઇએ. બીજા ભૂખ્યા મરે તેની અમને કોઇ ચિંતા નથી. સ્વાર્થપૂર્તિ માટે આપણે આંધળા થઇએ છીએ. આપણી ચારેબાજુ એટલી ઊંચી દીવાલ ઊભી કરી લઇએ છીએ કે પરમાત્માનો દિવ્ય પ્રકાશ આપણા સુધી પહોંચી શકતો નથી.

આપણો આત્મા પંચકોશોની અંધારી ગુફામાં પડ્યો પડ્યો બરાડા પાડે છે અને આપણને તેનો અવાજ સંભળાતો નથી. તે દિવ્ય પ્રકાશની જરૂરિયાત છે, જેનાથી આપણે આપણા આત્માને જોઇ શકીએ, તેનો અવાજ સાંભળી શકીએ અને આત્મા તથા પરમાત્માના મિલનના દિવ્ય આલોકને ચારેબાજુ ફેલાવી શકીએ. આત્મજ્યોતિના પ્રકાશની આગળ હજારો સૂર્યની જ્યોતિ પણ ફિક્કી પડી જાય છે. "તમસો મા જ્યોર્તિગમય, અસતો મા સદ્ગમય" અજ્ઞાનનું અંધારું જતું રહેતાં સત્યની જ્યોતિ અમારા જીવનને પ્રકાશિત કરે છે. "મૃત્યોર્માં અમૃતમ્ ગમય" આપણે મૃત્યુથી અમરતાની તરફ આગળ વધીએ. સત્યજ્ઞાનની પ્રાપ્તિ થવાથી જ માર્ગમાં અવરોધ ઉત્પન્ન કરનારા રાક્ષસોને ઓળખવા શક્ય બને છે ત્યારે ખબર પડે છે કે જેને આપણે પોતાના હિતેચ્છુ સમજીએ છીએ તેઓ આપણી ઘોર ખોદતા રહે છે અને જેણે શત્રુ સમજતા હતા તેઓ જ ખરા મિત્ર છે.

ભારતીય જીવન પદ્ધતિનો આ સાર છે. ભારતીય શાસ્ત્ર અને વિદ્યાનું આ જ લક્ષ્ય છે. અંતઃકરણમાં પરમ જ્ઞાનને પ્રગટાવીને તેના પ્રકાશથી સંપૂર્ણ જીવનભર માર્ગદર્શન મળતું રહે એવી અહીંની પૂરી વ્યવસ્થા છે. ચિત્તમાં જ્ઞાનનો ઉદય થવાથી સમસ્ત કર્મ તે પ્રમાણે અને તેને અનુરૂપ થાય છે અને માનવી સરળતાથી આત્મોન્નતિના માર્ગ ઉપર આગળ વધે છે.

અજ્ઞાનનું અંધારું દૂર થતાં જ જીવનલક્ષ્યની પ્રાપ્તિ શક્ય બની શકે છે.

તંત્રીલેખ

# શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનની સ્થાપના એ ઐતિહાસિક ઘટના છે

કચ્છની ધરા પર દેશલપરને આંગણે જે ભવ્યાતિભવ્ય મહોત્સવ ઉજવાઇ ગયો તેમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા અને લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનની જગદગુરુ શંકરાચાર્ય દ્વારા વિધિવત સ્થાપના એ ઇતિહાસના પાને કંડારાય એવી સીમાચિહ્ન રૂપ ઘટના ગણી શકાય.

હવેથી ભાવિકોને મંદિરમાં ભગવાનના દર્શન થશે અને કેન્દ્રસ્થાનમાંથી માર્ગદર્શન મળવા લાગશે. હવે તો કેન્દ્રમાં ધર્મ ઉપદેશ આપે એવા માર્ગદર્શક સંતો પણ મળી ગયા છે. એટલે હવે કેન્દ્રસ્થાન પાસેથી લોકોની અપેક્ષા વધશે અને તેને પરિપૂર્ણ કરવા સંસ્થાના કાર્યકરોની જવાબદારી પણ વધશે.

મહોત્સવમાં અભૂતપૂર્વ માનવ મહેરામણ ઊમટ્યો એજ દર્શાવે છે કે લોકોને સનાતન ધર્મ પ્રત્યે ખૂબ જ ભાવ છે. જગદગુરુ શંકરાચાર્ય અને સંતોના પ્રવચન વખતે શમિયાણો પણ ટૂંકો પડ્યો એજ બતાવે છે કે લોકોને આધ્યાત્મની ઘણી ભૂખ છે. મહોત્સવમાં રૂપિયા પાંચ લાખના પુસ્તકો વેંચાયા એ સૂચવે છે કે લોકોને સદ્‌વિચારો પ્રત્યે લગાવ છે.

એનો સીધો અર્થ એ થાય છે કે લોકો કેન્દ્રસ્થાનમાંથી પણ આવું ધાર્મિક અને આધ્યાત્મિક ભાથું મળતું રહે એવી આશા રાખશે. અને એ અપેક્ષા અસ્થાને પણ નથી કારણ કે અત્યાર સુધી લક્ષ્મીનારાયણ મંદિરોનું કોઇ કેન્દ્રસ્થાન નહોતું એટલે જ્ઞાતિજનો અન્ય આશ્રમો અને મઠોમાં ધર્મ સંબંધી માર્ગદર્શન મેળવવા જતા પણ હવે અનુયાયીઓનું પોતાનું જ કેન્દ્રસ્થાન ઊભું થયું છે ત્યારે જિજ્ઞાશુઓ એ તરફ મીટ માંડે એ સ્વાભાવિક છે.

હવે આ આધ્યાત્મિક ઉર્જાનું સ્ત્રોત બનવું જોઇએ. અહીંથી પ્રવાહિત થયેલ ઉર્જા ગામે ગામનાં મંદિરો સુધી પહોંચવી જોઇએ. એ બધું શી રીતે કરવું તેનું આયોજન કેન્દ્રસ્થાનના કાર્યકર્તા અને માર્ગદર્શક સંતો જરૂર વિચારશે.

આ કેન્દ્રસ્થાનમાંથી ઉચ્ચ ગુણવત્તાલક્ષી શિક્ષણની સાથેસાથે ભારતીય સંસ્કૃતિ અને સનાતન ધર્મના પાઠ શીખીને બાળકો તૈયાર થાય એવી પણ લોકોની અપેક્ષા છે. એ માટે કેન્દ્રસ્થાનમાં આકાર લઇ રહેલ વિદ્યાલય વેળાસર શરૂ થાય એવું પણ લોકો ઇચ્છે છે.

જીવનમાં નૈતિક મુલ્યો સુદ્રઢ બને એવા આધ્યાત્મિક વિચારો આપવા માત્ર કેન્દ્રસ્થાનમાં જ નહીં કચ્છ અને કચ્છ બહાર જુદા જુદા વિસ્તારોમાં યુવાનો અને મહિલાઓની સંસ્કાર શિબિરો, સેમિનાર, ધર્મસભાઓ જેવા જાગૃતિલક્ષી કાર્યક્રમો સંતોના સાંનિધ્યમાં વખતો વખત યોજાતા રહે એવી પણ લોકલાગણી છે.

આ ઐતિહાસિક મહોત્સવમાં ભાગ લેનાર ભાવિકો હજારોની સંખ્યામાં ઉમટી પડ્યા હતા તે આનંદની વાત છે પણ સ્વામી સચ્ચિદાનંદે આ મહોત્સવમાં તેમના પ્રવચનમાં કહ્યું તેમ કચ્છમાં વસતા અને કચ્છ બહાર વસતા કચ્છ કડવા પાટીદારના તમામ પરિવાર વર્ષમાં ઓછામાં ઓછું એક વખત કેન્દ્રસ્થાનમાં ભગવાન લક્ષ્મીનારાયણનાં દર્શને આવે તે જરૂરથી આ કેન્દ્રસ્થાન એક તીર્થસ્થાન બનશે.

- રતિલાલ મ. પટેલ

# દેશલપર ખાતે શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનમાં ઉજવાયો ભવ્ય ઐતિહાસિક મહોત્સવ

## જગદગુરૂ શંકરાચાર્યશ્રીના હસ્તે કેન્દ્રસ્થાનની સ્થાપના કરાઇ નવનિર્મિત મંદિરમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા કરાઇ

કચ્છની પાવન ધરા પર દેશલપર (વાંઢાય)ના આંગણે તા. ૧૧-૫-૨૦૧૧થી તા.૧૪-૫-૨૦૧૧ દરમ્યાન શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનની સ્થાપના અને શ્રી લક્ષ્મીનારાયણ મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ અત્યંત ભવ્યતાથી ઉજવાઇ ગયો.

તા.૧૧-૫-૨૦૧૧ના સવારે ૭:૩૦ વાગે ઉમિયા માતાજી મંદિર, વાંઢાયના પટાંગણમાંથી વિરાટ શોભાયાત્રા નીકળી હતી. તેમાં જોડાવા કચ્છનાં જુદા જુદા ગામોમાંથી પોત પોતાની ઝાંખી તૈયાર કરી વહેલી સવારથી જ ટ્રેકટરો અને ટ્રકો આવવા લાગી ગયા હતા.

ચાર ધર્મ ધ્વજધારી ઘોડેસવારો શોભાયાત્રાનું પાયલોટીંગ કરતા હતા. સૌથી મોખરે ધર્મ જાગૃતિ રથ હતો, જેમાં સંતો બિરાજમાન હતા. ટ્રેકટર પર બનાવેલી જુદી જુદી પ્રતિકૃતિઓ આકર્ષક લાગતી હતી. હંસની પ્રતિકૃતિ પર મહોત્સવના ચેરમેન, વાઇસચેરમેન સજોડે બિરાજ્યા હતા એ સિવાય વિમાનમાં શિવ દરબાર, નૌકામાં રામ દરબાર, મયૂર પર કૃષ્ણલીલાની ઝાંખીઓ દાતાઓ દ્વારા સજાવવામાં આવી હતી.

આ ઉપરાંત કચ્છનાં ૧૪૦ ગામોમાંથી આવેલી જુદી જુદી ઝાંખીઓ તેમાં ક્યાંક જુદી જુદી વેશભૂષામાં રામાયણ અને મહાભારતના દ્રશ્યો નજરે પડતા હતા. તો વળી હલનચલન કરતી રોકેટ અને હેલિકોપ્ટરની પ્રતિકૃતિઓ બનાવી યુદ્ધભૂમિ તાદ્રશ્ય કરી હતી. એ સૌના આકર્ષણનું કેન્દ્ર બન્યા હતા.

બે કિ.મી. જેટલી લાંબી શોભાયાત્રાની વચ્ચે વચ્ચે ચાર બેન્ડપાર્ટી સંગીતના સૂરો રેલાવતી હતી અને તેના તાલે ભાવિકો રાસ રમતા અને મન મૂકીને નાચતા કૂદતા જોવા મળતા હતા.

આ અભૂતપૂર્વ શોભાયાત્રાને નિહાળવા માર્ગના બન્ને બાજુ હજારો લોકો શ્રી લક્ષ્મીનારાયણ અને ઉમિયા માતાજીનો જયઘોષ કરતા ઊભા હતા. સંસ્થાના હોદેદારો, ટ્રસ્ટીઓ અને વિશેષ આમંત્રિતો સફેદ વસ્ત્રો અને કેસરી સાફામાં શોભતા હતા. શોભાયાત્રાને કારણે દોઢેક કલાક રાજ્ય ધોરીમાર્ગ જામ થઇ જતાં ટ્રાફિક વાંઢાયના માર્ગે વાળવાની ફરજ પડી હતી.

આટલી લાંબી અને અંદાજે સવાસો વાહનો સાથેની શોભાયાત્રા કચ્છમાં કદાચ પ્રથમ વખત જ યોજાઇ હશે. શોભાયાત્રાની તમામ જવાબદારી તેના કન્વીનર અને સંસ્થાના ઉપપ્રમુખ શ્રી ગંગારામભાઇ રામાણી અને તેમની ટીમે સંભાળી હતી.

દસ વાગે શોભાયાત્રા શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન પર પહોંચી અને સંકુલના મુખ્ય પ્રવેશદ્વારનું ઉદ્દ્ઘાટન કરાયું અને ત્યારબાદ ગામેગામના પ્રતિનિધિઓ તેમના બેનર સાથે માર્ચપાસમાં જોડાયા અને પોતાના ગામેથી લાવેલી માટી અને જળ સાથે નિયત કરાવેલ સ્થળે વૃક્ષારોપણ કર્યું એ નજારો પણ દર્શનીય હતો.

સ્વામી સચ્ચિદાનંદજીએ દીપ પ્રગટાવી

મહોત્સવનો શુભારંભ કરાવ્યો હતો. તેમણે તેમના મનનીય પ્રવચનમાં સમજાવ્યું હતું કે વેદ ધર્મ, ઉપનિષદ ધર્મ, પુરાણ ધર્મ અને યુગ ધર્મ આ બધા ધર્મો મળીને સનાતન ધર્મ બને છે. તેમણે એવી પણ ટકોર હતી કે તમે લક્ષ્મી અને નારાયણના ઉપાસકો છો ત્યારે સામાજિક કાર્યોમાં મહિલાઓને પણ સહભાગી બનાવવી જોઇએ અને તેમનામાં પડેલી શક્તિનો ઉપયોગ કરવો જોઇએ. વધુમાં સ્વામીજીએ જણાવ્યું હતું કે, ઊંઝાની જેમ આ સંસ્થામાંથી પણ વિદ્યાર્થીઓને સ્કોલરશિપ આપવા વિચારવું જોઇએ. સ્વામીજીએ સનાતન ધર્મને ગંગા સમાન ગણાવી, જેમ ઘણી નદીઓ ગંગામાં મળીને ગંગા જ બની જાય છે તેમ સનાતન ધર્મમાં જે ભળવા ઇચ્છતા હોય તેમને પ્રેમથી આવકારવા જોઇએ એમ કહ્યું હતું.

શારદાપીઠ સૃંગેરીના મુખ્ય વહીવટી અધિકારી કે જેઓ શારદાપીઠના પ્રતિનિધિ તરીકે આવ્યા હતા તેમણે સનાતન ધર્મનો મહિમા વર્ણવ્યો હતો. અને સનાતન ધર્મનું આટલું મોટું આયોજન કરવા બદલ ધન્યવાદ આપ્યા હતા.

સ્વાગત પ્રવચનમંત્રી શ્રી રતિલાલ પટેલે કર્યું હતું. પ્રસંગ પરિચય મહોત્સવના વાઇસ ચેરમેન શ્રી હંસરાજભાઇ ધોળુએ આપ્યો હતો. પ્રમુખશ્રી જેઠાભાઇ ચોપડાએ સ્વામી સચ્ચિદાનંદજીએ કેન્દ્રસ્થાન બાબતે દશ વર્ષ અગાઉ આપેલા માર્ગદર્શન પ્રમાણે બધું થયું છે તેમ જણાવી સ્વામીજીનો આભાર માન્યો હતો. આ પ્રસંગે કેન્દ્રીય સમાજના પ્રમુખ શ્રી રામજીભાઇ નાકરાણી એ ઉમિયા માતાજી સંસ્થાનના પ્રમુખ રવિલાલભાઇ રામજીયાણી ઉપસ્થિત રહ્યા હતા. આ પ્રસંગે પ્રવેશદ્વારના દાતા, સનાતન ધર્મ જાગૃતિનાં અગ્રણીઓ શ્રી હિંમતભાઇ ખેતાણી, શ્રી રમેશભાઇ વાઘડિયા, શ્રી અબજીભાઇ કાનાણી, શ્રી પ્રેમજીભાઇ કેસરાણી અને કેશવલાલ ભગતના સ્વામી સચ્ચિદાનંદનાં હસ્તે સન્માન કરવામાં

# મહોત્સવના આકર્ષણો

- ૨૨૨ ગામના લક્ષ્મીનારાયણ મંદિરોના કેન્દ્રસ્થાનની-સ્થાપના જગદ્‌ગુરૂ શંકરાચાર્યના વરદ હસ્તે કરવામાં આવી.
- કચ્છના કડવા પાટીદાર જ્ઞાતિના મહોત્સવમાં સૌ પ્રથમ વખત મુખ્ય પીઠના જગદ્‌ગુરૂ શંકરાચાર્ય અને દંડી સ્વામી પધાર્યા.
- "તત્વચિંતક સ્વામી સચ્ચિદાનંદ અને રમેશભાઇ ઓઝા, ડો. ગૌરીશંકરના માનનીય પ્રવચન."
- સમગ્ર કચ્છના અને જ્ઞાતિના સંતોના એક જ મંચ પર દર્શન અને આશિર્વચન છે.
- કચ્છ અને કચ્છ બહારથી દોઢ લાખ ભાવિકોએ ચાર દિવસ ભોજન લીધું. ઉછામણીમાં સાડા છ કરોડ નોંધાયા અને મહોત્સવમાં દશ કરોડથી વધુ દાન નોંધાયું.
- બે કિ.મી. લાંબી વિરાટ શોભાયાત્રામાં. ૧૨૫ જેટલા વાહનો જોડાયા.
- ૧૪૦ ગામના પ્રતિનિધિઓએ સામૂહિક વૃક્ષારોપણ કર્યું.
- ચાર દિવસ હેલીકોપ્ટરે પુષ્પવૃષ્ટિ કરી.
- કચ્છમાં સૌ પ્રથમ વખત લાઇટ ડેકોરેશનનો અદ્‌ભુત નજારો જોવા મળ્યો.
- મહોત્સવમાં કચ્છી પ્રધાન, સાંસદ અને ધારાસભ્યો ઉપસ્થિત રહ્યા.
- 'લક્ષ્મીનારાયણ દર્શન' પ્રથમ અંકનું લોકાર્પણ થયું.
- અનુરાધા પોંડવાલના સ્વરમાં ગવાયેલા ગીતોની ઓડિયો સીડીનું લોકાર્પણ થયું.
- ૧૦૦૦ લોકો બેસી શકે એવો સત્સંગ હોલ ખુલ્લો મુકાયો.
- યુવાસંઘ દ્વારા કૃષિમેળો અને પ્રદર્શન સાત એકરમાં જ ગોઠવાયું.
- જ્ઞાતિના જ યુવાન કલાકારોએ એજ ત્રણ રાત્રે સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કર્યો.
- કચ્છમાં સૌ પ્રથમ મ્યુઝીકલ ફુવારો લોકોએ નિહાળ્યો.

આવ્યા હતા. આભાર દર્શન ઉપપ્રમુખશ્રી ગંગારામભાઇ રામાણીએ કર્યું હતું.

તા.૧૧-૫-૨૦૧૧ના બપોર પછીના સત્રમાં દિવ્ય બ્રહ્મલોક એકેડમીના અધ્યક્ષશ્રી શાસ્ત્રી સ્વામી વૃંદાવનવિહારીદાસજીએ દાનનું મહાત્મ્ય સમજાવતું પ્રેરક પ્રવચન આપ્યું હતું. ત્યારબાદ મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા સમયની જુદી જુદી વિધિઓ, અન્ય મહત્વના કાર્યો માટેની ઉછામણી (ચડાવા) કરવામાં આવી હતી. જેમાં અંદાજે રૂા. ૬.૫૦ કરોડ જેવું માતબર રકમનું દાન નોંધાયું હતું. ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મૂર્તિ પ્રતિષ્ઠાનો મુખ્ય ચડાવો રૂપિયા ૧,૫૫,૫૫,૫૫૫માં શ્રી રમેશભાઇ કરમશી વાસાણી (દેશલપર - હાલે મુંબઇ)એ લીધો હતો. અન્ય ચડાવાની યાદી અહેવાલના અંતે આપવામાં આવી છે. આ સત્રનું સંચાલન શાંતિલાલ ભીમાણી, ડો. બિહારીલાલ રામજીયાણી અને યુવાસંઘના પ્રમુખ ગૌરાંગભાઇ ધનાણીએ કર્યું હતું અને દાતાઓ મન મૂકીને વરસ્યા એ બદલ પ્રમુખ શ્રી જેઠાભાઇ ચોપડાએ ધન્યવાદ આપ્યા હતા.

તે દિવસે ડો.ગૌરીશંકરના શુભહસ્તે કૃષિમેળાનું અને વ્યાવસાયિક પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું હતું. જયારે "વાલરામજી ગુરુ ઓધવરામજી સત્સંગ હોલ"ની તકતીનું અનાવરણ ઈશ્વર આશ્રમ, વાંઢાયના મહંત શ્રી કરસનદાસજી મહારાજના હસ્તે કરવામાં આવ્યું હતું. અને દાતા શ્રી એલ.વી. પટેલ એન્ડ કું.ના હસ્તે સત્સંગ હોલના દ્વારને ખુલ્લા મૂકવામાં આવ્યા હતા.

મહોત્સવના બીજા દિવસે સવારના સત્રમાં સામાજિક સભામાં સામાજિક અગ્રણીઓની ઉપસ્થિતિમાં કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને સનાતન ધર્મના રાહ પર લાવનાર સમાજ સુધારકો નરવીર શ્રી કેસરાભાઇ તેજાભાઇ સાંખલા નેત્રાવાળા, આદ્ય સુધારક શ્રી નારાયણજીભાઇ રામજી લીંબાણી, વિરાણી મોટીવાળા, એ સમયના કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજના પ્રમુખ શ્રી રતનશીભાઇ ખીમજી ખેતાણી, વિરાણી મોટીવાળા, મંત્રી શ્રી નથુભાઇ નાનજી કેસરાણી, નખત્રાણાવાળાનો ૠણસ્વીકાર કરી તેમનું પ્રશસ્તી પત્ર તેમના પરિવાર જનોને અર્પણ કરવામાં આવ્યા હતાં.

રતનશીભાઇ ખેતાણીના સુપુત્ર અને હાલમાં ચાલતા સનાતન ધર્મ જાગૃતિ અભિયાનના અગ્રણી શ્રી હિંમતભાઇ ખેતાણી સન્માનનો પ્રતિભાવ આપતાં ભાવવિભોર થઇ ગયા હતા અને સંસ્થાનો આભાર માન્યો હતો.

ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાના કાર્યકારી પ્રમુખશ્રી અનિલભાઇ ટી. પટેલે તેમના વક્તવ્યમાં જણાવ્યું હતું કે જે જ્ઞાતિ તેમના પૂર્વજોએ કરેલા કાર્યને કૃતજ્ઞ ભાવે યાદ કરે છે. તેનું ભવિષ્ય ઉજળું છે. તેમણે સમાજ વિકાસ માટે સંગઠિત થવા પર ભાર મૂક્યો હતો. ઊંઝાના ધારાસભ્ય. શ્રી નારાણભાઇ એલ. પટેલે કચ્છ કડવા પાટીદારોના ખમીરને બિરદાવ્યું હતું અને ભ્રૂણહત્યા રોકવા પર ભાર મૂક્યો હતો.

ઊંઝા સંસ્થાના અગ્રણી શ્રી મણિભાઇ પટેલ "મમ્મી" એ પાટીદારો જમીનમાંથી કમાઇને આગળ આવ્યા છે. ભવિષ્યમાં પૈસા આપતાં જમીન મળવાની નથી. એટલે કોઇપણ સંજોગોમાં જમીન ન વેચવા પર ભાર મૂક્યો હતો.

ઉમિયા માતાજી મંદિર, સિદસરના ટ્રસ્ટી શ્રી જયરામભાઇ વાસંજાળિયાએ તેમની જોશીલી વાણીમાં કચ્છ કડવા પાટીદારને યુનિવર્સિટી પણ સ્થાપવા અનુરોધ કર્યો હતો અને ઉદ્યોગપતિ શ્રી ગોવિંદભાઇ વરમોરાએ પ્રાસંગિક વક્તવ્ય આપ્યું હતું.

અબડાસા વિસ્તારના ધારાસભ્ય અને કચ્છ જિલ્લા ભાજપના પ્રમુખ શ્રી જયંતીભાઇ ભાનુશાળીએ પાટીદાર અને ભાનુશાલી બંન્ને

જ્ઞાતિની ભૂતકાળમાં એક સરખી હતી અને બંન્ને જ્ઞાતિઓ સ્વબળે આગળ આવી છે તેથી બંન્ને જ્ઞાતિજનો પરસ્પરને સારી પેઠે સમજી શકે છે એમ જણાવ્યું હતું. તેમણે પાટીદારોની દિલેરીની પ્રશંસા કરી હતી. માંડવી વિસ્તારના ધારાસભ્ય ધનજીભાઇ સેંઘાણીએ ભાનુશાલીનો એક યુવાન કલેકટર બન્યો તેની જાણકારી આપી અને સરકારના ઉચ્ચ હોદામાં જવા યુવાનોને કટિબદ્ધ થવા હાકલ કરી હતી. અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રમુખ શ્રી રામજીભાઇ નાકરાણીએ કેન્દ્રીય સમાજની સ્થાપના સનાતની સમાજ તરીકે જ થઇ હતી. અને સમાજે શ્વેતપત્ર બહાર પાડીને તેનું સ્વરૂપ સ્પષ્ટ કરી દીધું છે. હવે તેનો અમલ કરવાની આપણી સૌની ફરજ છે એમ જણાવ્યું હતું. પ્રમુખશ્રી જેઠાભાઇ ચોપડાએ સમાજ સુધારકોના પુરુષાર્થને કારણે જ આજે આપણે ઉજળા છીએ. આજે આ મહોત્સવ ઉજવાય છે એ આપણને સનાતન માર્ગે લાવનાર સંતો અને સમાજ સુધારકોને આભારી છે તેમ જણાવ્યું હતું.

સામાજિક સભામાં અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજના મુખપત્ર "લક્ષ્મીનારાયણ દર્શન" માસિકના પ્રથમ અંકનું લોકાર્પણ શ્રી જેઠાભાઇ લાલજી ચોપડા પરિવારનાં હસ્તે કરવામા આવ્યું હતું. અને શ્રી રતિલાલ પટેલે રચેલા અને અનુરાધા પોંડવાલના સુમધુર કંઠે ગવાયેલ ગીતોની ઓડિયો સી.ડી.નું લોકાર્પણ શ્રી વાલજીભાઇ ચોપડા અને વસંતભાઇ ચોપડા પરિવારના હસ્તે કરાયું હતું.

કેન્દ્રીય સમાજના સ્વર્ણિમ મહોત્સવનો સ્મૃતિગ્રંથ તૈયાર થઇ ન શકવાને કારણો કન્વીનર શ્રી અબજીભાઇ કાનાણીએ રજુ કર્યા હતા અને વિમોચનના દાતાશ્રી રતનબેન શામજીભાઇ હરજી ધનાણી પરિવારના આ પ્રસંગે કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી રામજીભાઇ નાકરાણી સ્વર્ણિમ અને મહોત્સવનાં ચેરમેન ગંગારામભાઇ સાંખલાના હસ્તે સન્માન કરાયા હતા. ગ્રંથનું વિમોચન સમાજની આગામી સામાન્ય સભામાં દાતાઓના હસ્તે કરવામાં આવશે એવું જણાવ્યું હતું.

બપોર પછીની સત્સંગ સભામાં જાણીતા કથાકાર શ્રી રમેશભાઇ ઓઝા (પૂ. ભાઇશ્રી) તેમના પ્રવચનમાં ધર્મના ચાર ચરણ, સત્ય, દયા, તપ અને શૌચ વિશે સદ્રષ્ટાંત સમજ આપી હતી. આ પ્રસંગે ઉપસ્થિત ગુજરાતના સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત વર્ગ વિભાગના, રાજય કક્ષાના મંત્રી શ્રી વાસણભાઇ આહીરે મધુર કંઠે ભજન ગાઇને સૌની દાદ મેળવી હતી.

તંત્રીશ્રી રતિલાલ પટેલ અને પ્રમુખશ્રી જેઠાભાઇ ચોપડાએ લક્ષ્મીનારાયણ દર્શન માસિકનો પ્રથમ અંક અને લક્ષ્મીનારાયણ વંદના ઓડિયો સી.ડી. પૂ. ભાઇશ્રીને અર્પણ કર્યા હતા.

ગોવર્ધન પીઠ જગદગુરુ શંકરાચાર્ય શ્રી નિશ્ચલાનંદ સરસ્વતી મહારાજનું આગમન સવારે જ થઇ ચૂક્યું હતું. પરંતુ તેઓ સભામંડપમાં સાંજે છ વાગે પધાર્યા હતા અને હિન્દીભાષામાં જ્ઞાનસભર પ્રવચન આપ્યું હતું. તેઓશ્રી તેમના પ્રવચનમાં જણાવ્યું હતું કે માનવી ત્રણ બાબતોથી પીડાય છે. એક મૃત્યુનો ભય, બીજું અજ્ઞાનને કારણે આવેલી મૂર્ખતા અને ત્રીજું સાંસારિક દુઃખો. આ ત્રણેમાંથી તે મુક્ત થવા ઇચ્છે છે. માનવીને ગાઢ નિદ્રા આ ત્રણે વળગણોમાંથી તેને મુક્તિ અપાવી શકે છે.

જગદ્‌ગુરુએ વેદો અને ઉપનિષદોના શ્લોકો બોલીને, દ્રષ્ટાંતો આપીને આ વાત સ્પષ્ટ કરી હતી.

તા.૧૩-૫-૨૦૧૧ના બપોર બાદ યોજાયેલ ધર્મ સભાને સંબોધતા દ્વારકા શારદાપીઠના દંડી સ્વામી સદાનંદ સરસ્વતીએ જણાવ્યું હતું કે બધા લોકો યોગ સાધના કરી શકે એમ નથી. સમાધિ, તપ અને ધ્યાન દ્વારા પરમસિદ્ધિને પામી શકાય છે.

પરંતુ યમ-નિયમ અતિ જરૂરી હોવાને લીધે સામાન્ય માનવી અમૃતબ્રહ્મ પામી શકતો નથી માટે મંદિર અને મૂર્તિનું નિર્માણ કરવામાં આવે છે. વધુમાં તેમણે કહ્યું હતું કે જે રીતે આંખથી સ્વની આંખને નિહાળી શકાતી નથી તો પછી જે પરબ્રહ્મ આપણી અંદર વસેલો છે એને કેવી રીતે જોઇ શકાય. તેની સૂક્ષ્મ અનુભૂતિ હોય છે. બ્રહ્મ અને માયાની છણાવટ કરતાં કહ્યું કે બ્રહ્મ અને માયા એક બીજામાં ઓતપ્રોત હોય છે. તેને ચર્મ ચક્ષુથી છૂટા પાડી જોઇ શકાતા નથી પરંતુ દિવ્ય લોચન દ્વારા જ જગતમાં માયા અને બ્રહ્મને અલગ રીતે જોઇ શકાય છે. સૂર્ય એ આપણા આદ્યદેવ છે જેની દરેકે ઉપાસના કરવી જોઈએ.

ગૌરક્ષા માટે સંકલ્પ લેવા જણાવ્યું હતું. આ કેન્દ્રસ્થાનમાં વેદોની સ્થાપના થઈ છે તેને ઉત્તમ કાર્ય ગણી પ્રશંસા કરી હતી અને દ્વારકાપીઠ તરફથી આ કેન્દ્રસ્થાનને માર્ગદર્શન મળતું રહેશે એવી ખાત્રી પણ આપી હતી.

ગોવર્ધન પીઠાધીશ્વર જગદ્‌ગુરૂ શંકરાચાર્યએ તેમના એક કલાક ચાલેલા પ્રવચનમાં વિદ્યારણ્યજીના પુસ્તક "માર્કસવાદ અને રામરાજ્ય"નો સંદર્ભ ટાંકીને જણાવ્યું હતું કે મહાયંત્રોનો પુષ્કળમાત્રામાં થતો ઉપયોગ સૃષ્ટિ માટે ઘાતક છે તેના પર સરકારે પ્રતિબંધ મૂકવો જોઈએ કારણ કે મોટા ઉદ્યોગોના વધુ પડતા પ્રચલનથી પૃથ્વી પરની ગૌવંશ સહિતની સાત દિવ્ય વસ્તુઓનો નાશ થશે. પૃથ્વી અન્ન આપતી બંધ થશે. નદીઓના જળ સુકાઈ જશે. જો દુનિયાના દેશોના શાસકો પ્રતિબંધ નહીં મૂકે તો પ્રકૃતિ તેને પ્રતિબંધિત કરશે. પાણી, પવન, ભૂમિ, અગ્નિ કોપશેને સૌને શિક્ષા કરશે. જાપાનમાં અને અન્યત્ર આવેલા ભૂકંપ, સુનામીએ પ્રકૃતિનો પ્રકોપ છે. માનવીને ચેતવાની જરૂર છે. તેઓશ્રીએ પરમાત્મા નિમિત્તકારણ અને ઉપાદાનકારણથી શી રીતે સૃષ્ટિની રચના કરે છે એ વાત પણ વિગતે સમજાવી હતી.

પ્રારંભમાં સ્વામી શ્રીરંગદાસજીએ સૌનું સ્વાગત કર્યું હતું અને ગોવર્ધનપીઠ જગન્નાથ પુરીના દંડીસ્વામી નિર્વિકલ્પાનંદ સરસ્વતીજીએ બિરદાવલી રજુ કરી હતી અને તેમની સાથેના યમનશાસ્ત્રીજીએ સંકલન કર્યું હતું. આભારદર્શન સ્વામી બ્રહ્મસ્વરૂપદાસજીએ કર્યું હતું.

તા. ૧૩-૫-૨૦૧૧નાં સવારના પ્રથમ સત્રમાં યોજાયેલી સંત સભામાં બોલતાં રવિભાણ આશ્રમ, વિરાણીના મહંત શ્રી શાંતિદાસજી મહારાજે જણાવ્યું હતું કે વર્ષોથી વડીલોનું કેન્દ્રસ્થાન બનાવવાનું જે સ્વપ્ન હતું તે આજે પૂરું થયું છે તેનો અમને આનંદ છે. આર્ષ અધ્યયન કેન્દ્ર ભુજના સ્વામી પ્રદીપ્તાનંદ સરસ્વતીએ જણાવ્યું હતું કે સનાતન ધર્મને ભારતભરમાં ગુંજતો કરે એવા યુવાનો આ કેન્દ્રસ્થાનમાંથી તૈયાર થશે એવો મને વિશ્વાસ છે. માનવધર્મ પ્રચાર આશ્રમ રાપરના સંતશ્રી રાજેન્દ્રનાથજીએ સત્સંગનો મહિમા સમજાવ્યો હતો. ઈશ્વર આશ્રમ વાંઢાયના મહંત શ્રી કરસનદાસજી મહારાજે આશીર્વચન આપતાં જણાવ્યું હતું કે સંપ અને સંગઠનથી કોઈપણ કાર્ય કરવામાં આવે તો ઈશ્વર તેને જરૂરથી પરિપૂર્ણ કરે છે. લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન તેનું જીવતું જાગતું ઉદાહરણ છે. સ્વામિનારાયણ મંદિર, ભુજના સ્વામી ઉત્તમચરણદાસજીએ કહ્યું હતું કે ભુજમાં સ્વામિનારાયણ મંદિર, દેશલપરમાં લક્ષ્મીનારાયણ મંદિર અને નારાયણસરોવરમાં સત્યનારાયણ મંદિર આવેલા છે. એટલે તીર્થ યાત્રીઓને એક જ માર્ગ ઉપર બધા નારાયણનાં દર્શન થઈ જશે. ગઢશીશાના દેવી ચંદુમાએ અહીં આત્મા, મહાત્મા અને પરમાત્માનો ત્રિવેણી સંગમ રચાયો છે એમ જણાવ્યું હતું. અંબેધામ, લુડવાના ભગવતી પાર્વતીદેવીએ પણ આશીર્વાદ આપ્યા હતા. સંતશ્રી કેશવદાસજી (સુંદરપુરા) અને સ્વામી શિવાનંદતીર્થ (વલાદ) એ પણ આશિર્વચન આપ્યા હતા. સભામાં ઉપસ્થિત સંતો.

ક.ક.પાટીદાર જ્ઞાતિને સનાતન ધર્મની રાહ પર આણનાર સંતો લાલરામજી મહારાજ, તેમના શિષ્ય ઓધવરામજી મહારાજ અને તેમના શિષ્યો દયાલરામજી મહારાજ અને વાલરામજી મહારાજનો તામ્રપત્ર આપી ઋણ સ્વીકાર કરવામાં આવ્યો હતો. આ તામ્રપત્ર અને સ્મૃતિચિહ્નનો સ્વીકાર પ.પૂ. કરસનદાસજી મહારાજ અને શ્રી બચુ ભગતે કર્યો હતો.

કાર્યક્રમનાં અધ્યક્ષસ્થાનેથી બોલતાં સ્વામી શ્રીરંગદાસજીએ મહોત્સવની વિશેષતાઓ વર્ણવી હતી અને અનેક વિક્રમોને તોડનાર આ મહોત્સવ ઐતિહાસિક બની રહ્યો છે એમ જણાવ્યું હતું અને સનાતન ધર્મના મૂલ્યોની પણ વાત તેમનાં પ્રવચનમાં વણી લીધી હતી. પ્રારંભમાં સ્વાગત પ્રવચન સ્વામી બ્રહ્મસ્વરૂપદાસજીએ કર્યું હતું અને સંચાલન જયંતીભાઇ જોશી (શબાબ) એ કર્યુ હતું.

આ સભામાં ઉપસ્થિત સંતો

- પૂ.કૃષ્ણાનંદજી મહારાજ - બાબા ગરીબદાસ ઉદાસીન નિર્માણ આશ્રમ - પાંકડસર
- પૂ.આનંદલાલજી મહારાજ - ત્રિવિક્રમરાય મંદિર, નારાયણસરોવર
- પૂ.હરિહરાનંદ સ્વામી - ઝરુ (અંજાર)
- પૂ.જયશ્રી દેવી - નાગલપર
- પૂ મોહનદાસજી - ચૈતન્ય સ્વરૂપ આશ્રમ - નખત્રાણા
- પૂ. કિશોરદાસજી - મહંત, કબીર આશ્રમ - ભુજ
- પૂ.સેવાદાસજી મહારાજ - મહંત કબીર આશ્રમ - વિરાણી
- પૂ. ઝવેરગીરીબા - ભડલી
- પૂ. સીતારામબા - સુંદરપુરા
- પૂ. સાધ્વી કંકુબેન - આણંદપર

ભુજ સ્વામિનારાયણ મંદિરનાં સંતો

- સદ્‌. સ્વામી સનાતનદાસજી
- સદ્‌. સ્વામી સિદ્ધેશ્વરદાસજી
- સદ્‌. સ્વામી સૂર્યપ્રકાશદાસજી
- સદ્‌. સ્વામી નીલકંઠચરણદાસજી
- સદ્‌. સ્વામી પરમેશ્વરદાસજી
- સદ્‌. સ્વામી શ્રીજીસ્વરૂપદાસજી
- સદ્‌. સ્વામી દિવ્યસ્વરૂપદાસજી
- સદ્‌. સ્વામી સત્યપ્રકાશદાસજી
- સદ્‌. સ્વામી ધર્મપ્રિયદાસજી
- સદ્‌. સ્વામી વલ્લભદાસજી
- સદ્‌. સ્વામી નરનારાયણ સ્વરૂપદાસજી - ભુજોડી ગુરુકુળ
- સદ્‌. શાસ્ત્રી પુરુષોત્તમ પ્રકાશ સ્વામીજી - ભુજોડી ગુરુકુળ
- સદ્‌. પુરુષોત્તમસ્વામી -માંડવી સ્વામિનારાયણ મંદિર
- સદ્‌. મુક્તજીવન સ્વામી - માંડવી સ્વામિનારાયણ મંદિર
- આચાર્ય બ્રહ્મચારી વિરેન્દ્રમહારાજ - ઓધવરામ વૈદિક ગુરુકુળ સ્થાપક - ભુજોડી પુરાણી સ્વામી મુકુન્દ પ્રસાદજી - શ્રી સ્વામિનારાયણ ગુરુકુળ - મથલ
- સ્વામી હરિકેશવદાસજી
- મહેશદાસ - કબીર આશ્રમ - વિરાણી મોટી સામત્રા (ડાકડાઇ) ગુરુકુળનાં સંતો.

બપોર પછીની સભામાં સ્વામી વૃંદાવનવિહારીદાસજીએ મનનીય પ્રવચનમાં માંસ, મદિરા અને અનીતિના ધનનો ત્યાગ કરવાની શીખ આપી હતી.

તા. ૧૪-૫-૧૧ના સવારે કેન્દ્ર સ્થાનના માર્ગદર્શક સંતશ્રી સ્વામી શ્રી રંગદાસજીએ કેન્દ્રસ્થાનને ધબકતુ અને ચેતનવંતુ બનાવવા શું શું કરી શકાય તેની વાત કરી હતી. બીજા સંતશ્રી બ્રહ્મસ્વરૂપદાસજીએ પણ પ્રેરક પ્રવચન આપ્યું હતું. સહજાનંદ ગુરૂકુળના સ્વામી કૃષ્ણજીવનદાસજીએ પણ આશીર્વચન આપ્યા હતા.

કેન્દ્રસ્થાનમાં અને મહોત્સવ દરમ્યાન વિશેષ સેવાઓ આપનાર કોન્ટ્રાકટર સોમપુરા અને મૂર્તિકાર અને કારીગરોને સન્માનવામાં આવ્યા હતા.

બપોર પછીના સત્રમાં કચ્છ અને સાબરકાંઠાના કચ્છ કડવા પાટીદાર સમાજ સંચાલિત તમામ લક્ષ્મીનારાયણ મંદિરોના પૂજારીઓને વસ્ત્રદાન અને રોકડ ભેટ આપીને સન્માનવામાં આવ્યા હતા. એજ રીતે

દ્વારકાથી યજ્ઞમાં ભાગ લેવા આવેલા તમામ બ્રાહ્મણોને સન્માનવામાં આવ્યા હતા. આચાર્ય શ્રી અશ્વિનભાઈ પુરોહિતે સૌને આશીર્વાદ આપ્યા હતા અને યજ્ઞનો મહિમા સમજાવ્યો હતો. સંસ્થાના પ્રમુખ શ્રી જેઠાભાઈ લાલજી ચોપડાએ દાતાઓ કાર્યકર્તાઓ અને સ્વયંસેવકોને બિરદાવ્યા હતા અને સૌનો આભાર માન્યો હતો.

મહોત્સવના ચાર દિવસ દરમ્યાન તમામ સભાનું સ્ટેજ સંચાલન મંત્રીશ્રી તેજાભાઈ સાંખલા અને મંત્રીશ્રી રતિલાલ મનજી પોકારે કર્યું હતું. તેમાં ડો. બિહારીલાલ રામજીયાણી સહયોગી રહ્યા હતા. મહોત્સવ દરમ્યાન ઉપપ્રમુખો સર્વશ્રી કરશનભાઈ પ્રેમજી મેઘાણી, રામજીભાઈ ભીમજી ડાયાણી, ધનજીભાઈ પૂંજા લીંબાણી વગેરે આગેવાનોએ વ્યવસ્થામાં સહયોગ આપ્યો હતો. સાંસ્કૃતિક કાર્યક્રમનું સંચાલન સોનલબેન શેઠીયા અને શૈલેષભાઈ પોકારે કર્યું હતું.

ચારદિવસ દરમ્યાન અંદાજે બે લાખ ભાવિકોએ ભોજન પ્રસાદ લીધો હતો. રસોડા સમિતિ અને ભોજન વિતરણ સમિતિના સ્વયંસેવક ભાઈ - બહેનોએ પ્રશંસનીય સેવા આપી હતી.

ઉતારા સમિતિએ ખૂબ જ જહેમત ઉઠાવી, ભુજ, સામત્રા ગુરુકુળ, વાંઢાય, નખત્રાણા વિદ્યાર્થી ભવનમાં ઉતારાની સુંદર વ્યવસ્થા કરી હતી અને વાહન વ્યવહાર સમિતિએ ઉતારાથી ભાવિકોની લાવવાની સુચાર વ્યવસ્થા ગોઠવી હતી. મોટા ભાગના ગામો પોતાની રીતે જ વાહનોની વ્યવસ્થા ગોઠવી આ ઉત્સવમાં આવી પહોંચ્યા હતા. કચ્છ બહારથી આવેલા સેંકડો વાહનોથી પાર્કિંગ સ્થાન છલકાઈ ગયાં હતા. પાર્કિંગ સમિતિએ પણ તેનું સફળતાથી નિયમન કર્યું હતું.

સ્વયંસેવક સમિતિએ ૧૩૦૦ સ્વયંસેવકોની ફોજ ઉતારીને તમામ સમિતિને સહાયોગી બની હતી. યજ્ઞની બંન્ને સમિતિઓએ ૧૨૫૦ જેટલા યજમાનોને તમામ વ્યવસ્થા પૂરી પાડી હતી. આચાર્ય શ્રી અશ્વિનભાઈ પુરોહિતના માર્ગદર્શન હેઠળ ૬૫ ભૂદેવોના મુખથી થતા વેદમંત્રોના ધ્વનિથી સમગ્ર પરિસર કોઈ ઋષિ આશ્રમ જેવું ભાસતું હતું. પૂર્ણાહુતિમાં ૫૧ કુંડમાં નાળિયેર હોમાયું ત્યારે અલૌકિક દ્રશ્ય ખડું થયું હતું. મંદિરમાં દેવોની મૂર્તિ પ્રાણપ્રતિષ્ઠા અને કળશ ચડાવવાની, ધ્વજારોહણની વિધિ પણ પંડિતો દ્વારા સંપૂર્ણ શાસ્ત્રોક્ત રીતે કરવામાં આવી હતી.

નાણાં ભંડોળ સમિતિએ મહોત્સવ પૂર્વે ફંડ એકત્ર કરવામાં સારી એવી જહેમત ઉઠાવી હતી. જ્યારે મહોત્સવ દરમ્યાન નાણા કાઉન્ટર સમિતિએ દાનભેટ નોંધવાની જે વ્યવસ્થા ગોઠવી હતી જેમાં ભગવાનની હૂંડી અને દાનમાં લોકોએ ભાવથી યોગદાન આપ્યું હતું.

જ્યારે જુઓ ત્યારે સાહિત્ય વેચાણ સમિતિના કાઉન્ટર પર ભીડ જ હોય. સહજાનંદ રૂરલ ડેવલપમેન્ટ ટ્રસ્ટ દ્વારા રાહત અપાઈ હોવા છતાં રૂપિયા સાડા ચાર લાખના પુસ્તકો, સીડી અને અન્ય સાહિત્ય ચાર દિવસમાં વેચાયા એ જ દશાર્વે છે કે લોકોને વાંચનની કેટલી બધી ભૂખ છે.

લાઈટ ડેકોરેશન સમિતિના પ્રયાસોથી મહોત્સવને ઝળહળતો કરનાર કલકત્તાની વિખ્યાત કંપનીએ એવી રીતે રોશની કરી કે મહોત્સવને ચાર ચાંદ લગાડી દીધા. લાઈટથી ઝગમગતા રામાયણનાં દ્રશ્યો નિહાળવા દૂર દૂરથી લોકો રાત્રે અહીં ઊમટી પડતા હતા. કારણ કે આવો નજારો કચ્છની જનતાએ પ્રથમ વખત જ નિહાળ્યો હશે.

મંડળ સમિતિ તૈયાર કરેલા ડોમ સહિતનો વિશાળ શમિયાણો પણ લોકોના ભારે ધસારાને કારણે ટૂંકો પડ્યો હતો. પણ શીતલ જળના ફુવારા સાથેના ડોમમાં બેસવાનો અને બપોરે સૂવાનો આનંદ લોકોએ લૂટ્યો હતો. જ્યારે ૨૦૦ કરતાં વધુ દાતાઓ અને મહેમાનોનું સન્માન કરવામાં, સન્માન સમિતિએ જે સમયસૂચકતા અને સ્ફૂર્તિનો પરિચય કરાવ્યો એ પણ કાબિલેતારીફ હતા.

શોભાયાત્રા અને પુષ્પવૃષ્ટિ કરતા હેલિકોપ્ટરની વ્યવસ્થા એ જે રીતે સુશોભન સમિતિએ ગોઠવી હતી તેને કારણે જ મહોત્સવનો દબદબાથી પ્રારંભ થયો હતો. ચાર દિવસ હેલિકોપ્ટરે શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન જે

નહીં પણ કુળદેવી મા ઉમિયાના મંદિર અને ઈશ્વર આશ્રમ રામ મંદિર પર પણ પુષ્પવૃષ્ટિ કરી હતી. દાતાઓએ તેનો લાભ લીધો હતો.

બારડોલીની વોટેક કંપનીએ સૌને મિનરલ વોટરની સેવા આપી હતી. જ્યારે પાણી પીવડાવવાથી માંડીને પાણી છંટકાવ સુધીની સરસ વ્યવસ્થા પાણી પુરવઠા સમિતિએ કરી હતી.

ત્રણે રાત્રે વૈવિધ્યસભર રંગારંગ સાંસ્કૃતિક કાર્યક્રમ પ્રસ્તુત કરી સાંસ્કૃતિક સમિતિએ લોકોનું રંજન જ કર્યું નથી પણ યુવા કલાકારોમાં પડેલી શક્તિ પ્રતિભાને નિખારવાની તક પણ પૂરી પાડી હતી. સાબરકાંઠાના યુવાનોએ પ્રસ્તુત કરેલ "સંપેતરું સમજણનું" નાટિકામાં સમાજની ઘણી ખરી સમસ્યાઓને વાચા આપવામાં આવી હતી.

મંડપોના નામકરણ જ્ઞાતિને સનાતન ધર્મની રાહ ચીંધનાર સંતો અને સમાજ સુધારકોના નામ પરથી કરવામા આવ્યા હતા જેમાં શ્રી રતનશી ખીમજી ખેતાણી સભા મંડપ, શ્રી નારાયણજી રામજી લીંબાણી યજ્ઞ મંડપ, સંત શ્રી ઓધવરામજી અને સંતશ્રી લાલરામજી ભોજન મંડપ રખાયા હતા.

સ્વાગત સમિતિ, કાર્યાલય સમિતિ, આરોગ્ય સમિતિ સલામતી અને સફાઇ સમિતિઓએ પણ પોતાની ફરજ નિષ્ઠાપૂર્વક બજાવી હતી. પોલીસ તંત્રનો પણ સારો સહયોગ મળ્યો હતો. અને મહોત્સવમાં કોઇ જ અનિચ્છનીય બનાવ બન્યો નહોતો.

ભુજ, નખત્રાણા અને માંડવી તાલુકાના મોટા ભાગના ગામોમાં કેબલ દ્વારા મહોત્સવનું જીવંત પ્રસારણ કરવામાં આવ્યું હતું. ઇ-ટીવી, નાઇન-ટીવી અને ભુજની ન્યૂઝ ચેનલોમાં મહોત્સવને સારું કવરેજ મળ્યું હતું તેમજ ઇન્ટરનેટ દ્વારા જીવંત પ્રસારણ કરાયું હતું. અને કચ્છનાં તમામ છાપા પણ રંગીન તસ્વીરો સાથેના મહોત્સવના સમાચારો પ્રકાશિત કર્યા હતા. સામખિયાલીથી નખત્રાણા સુધીના રાજ્ય ધોરી માર્ગ પર મહોત્સવના હોર્ડિંગ નજરે પડતા હતા.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવા સંઘના પ્રમુખ શ્રી ગૌરાંગભાઇ ધનાણી અને હરેશભાઇ રામાણીના માર્ગદર્શન હેઠળ આ મહોત્સવના બે દિવસ અગાઉ હાફ મેરેથોન દોડ અને કબડ્ડી અને વોલીબોલની ટુર્નામેન્ટ યોજાઇ હતી. જેના ઇનામ વિતરણ સમારોહ તા.૧૨-૫-૨૦૧૧ રાત્રે રખાયો હતો. યુવા સંઘ કચ્છ ઝોનમાં પ્રમુખ શ્રી રવિલાલ વાલાણી અને કાઉન્સિલ પ્રમુખ પ્રવીણભાઇ ધોળુના નેતૃત્વ હેઠળ યોજાયેલ કૃષિ મેળો એન બિઝનેશ પ્રદર્શન તેમજ ફન ફેરે પણ મહોત્સવમાં સારું એવું આકર્ષણ જમાવ્યું હતું.

મંદિરની આસપાસ કરાયેલું લેન્ડ સ્કેપિંગ, ગાર્ડન અને સંગીતના તાલે નૃત્ય કરતા મ્યુઝિકલ ફુવારાએ પણ લોકોનું ધ્યાન ખેંચ્યું હતું.

સામાજિક સભામાં કેન્દ્રીય સમાજના ટ્રસ્ટીઓ અને હોદેદારો, ઉમિયા માતાજી સંસ્થાનના ટ્રસ્ટીઓ અને હોદેદારો, યુવાસંઘના પ્રમુખ અને મંત્રી મહિલા સંઘના પ્રમુખ અને મંત્રી ઉપસ્થિત રહ્યા હતા.

આ મહોત્સવ દરમ્યાન જીલ્લા પંચાયત પ્રમુખ ત્રિકમભાઈ છાંગા, શિક્ષણ સમિતિના ચેરમેન શ્રી કેશુભાઈ પારસિયા, માંડવી તા.પં.પ્રમુખ શ્રી ચંદુભાઈ વાડિયા નખત્રાણા તા.પં.પ્રમુખ શ્રી ભરતભાઈ સોમજીયાણી, ધારાસભ્ય રમેશભાઈ મહેશ્વરી, સાંસદ પૂનમબેન જાટ, પુષ્પદાનભાઈ ગઢવી વગેરે રાજકીય અગ્રણીઓ, લેવા પટેલ સમાજના પ્રમુખ હરિભાઈ હાલાઈ, આર.આર.પટેલ, તેમજ ઉદ્યોગપતિ કાન્તિસેન શ્રોફના સન્માન કરાયા હતા.

માજી સાંસદ હરીભાઈ પટેલ, પૂર્વ ધારાસભ્ય શિવજીભાઈ આહિર ભુજના નગરપતિ નરેન્દ્ર ઠક્કર, બાપાલાલ જાડેજા ઉપસ્થિત રહ્યા હતા.

વિષ્ણુયાગના મુખ્ય યજમાન વાલજીભાઈ જીવરાજ દિવાણી (દિલ્હી) રહ્યા હતા અને ઉમિયા માતાજી સંસ્થાન, વાંઢાયના પ્રમુખ શ્રી રવિલાલભાઈ રામજીયાણી અને અન્ય આગેવાનો પણ યજ્ઞના સહયજમાન રહ્યા હતા અને કચ્છના દરેક ગામોના એક એક સહયજમાન રહ્યા હતા.

# શ્રી લક્ષ્મીનારાયણ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવની વિવિધ સમિતિઓના કન્વીનરશ્રીઓ

## મહોત્સવ આયોજન સમિતિ

| | | | |
|---|---|---|---|
| ચેરમેન | : | શ્રી જેઠાભાઈ લાલજી ચોપડા | (રાજપર-ભુજ) |
| વાઈસ ચેરમેન | : | શ્રી હંસરાજભાઈ દેવજી ધોળુ | (દુર્ગાપુર-ભુજ) |
| સ્વાગત સમિતિ | : | શ્રી રામજીભાઈ ભીમજી ડાયાણી | (ધાવડ-જોરાવરનગર) |
| ભંડોળ સમિતિ | : | શ્રી મેઘજી જેઠા રામજીયાણી | (ભેરૈયા-મુંબઈ) |
| ઉત્સવ સુશોભન સમિતિ | : | શ્રી ગંગારામભાઈ શિવદાસ રામાણી | (દેશલપર-ભુજ) |
| પ્રચાર-પ્રસાર સમિતિ | : | શ્રી રતિલાલ મનજી પોકાર | (વાલ્કા-ભુજ) |
| સાંસ્કૃતિક સમિતિ | : | શ્રી વિસનજી હરજી માવાણી | (દેશલપર-મુંબઈ) |
| ઉતારા સમિતિ | : | શ્રી ડૉ. પ્રેમજીભાઈ રામજી ઘોઘારી | (સાંયરા-ગાંધીધામ) |
| રસોડા સમિતિ | : | શ્રી માવજીભાઈ વસ્તા રૂડાણી | (વિરાણી) |
| મંડપ સમિતિ | : | શ્રી રેવાલાલ કરમશી પાટીદાર | (ખેડોઈ-મુંદરા) |
| સ્વયંસેવક સમિતિ | : | શ્રી રવિલાલ નારાણ વાલાણી | (વેરસલપર) |
| વાહનવ્યવહાર સમિતિ | : | શ્રી પ્રવીણભાઈ નારાણ ધોળુ | (નાગલપર) |
| સ્ટેજ વ્યવસ્થા સમિતિ | : | શ્રી કેશુભાઈ ધનજી પારસિયા | (ભેરૈયા-ભુજ) |
| સ્ટેજ સંચાલન સમિતિ | : | શ્રી તેજાભાઈ દેવજી સાંખલા | (રસલિયા-ગાંધીધામ) |
| કાર્યાલય સમિતિ | : | શ્રી કલ્યાણજીભાઈ હીરજી છાભૈયા | (બિદડા-અમદાવાદ) |
| સન્માન સમિતિ | : | શ્રી જયેશભાઈ સોમજી છાભૈયા | (રાજપર-ભુજ) |
| લાઈટ ડેકોરેશન સમિતિ | : | શ્રી છગનભાઈ નારાણ પારસિયા | (અંગિયા) |
| નાણાં સમિતિ | : | શ્રી શાંતિલાલ કાનજી વાસાણી | (ગંગાપર-ગાંધીધામ) |
| પાણી પુરવઠા સમિતિ | : | શ્રી બાબુભાઈ સામજી ચોપડા | (જિયાપર) |
| યજ્ઞકુંડ બાંધકામ સમિતિ | : | શ્રી ધનજીભાઈ વાલજી રૂડાણી | (ખાખર) |
| યજ્ઞ વ્યવસ્થા સમિતિ | : | શ્રી સુરેશભાઈ નારણ વાલાણી | (વેરસલપર) |
| ભોજન વિતરણ સમિતિ | : | શ્રી નારાણભાઈ શિવગણ ભગત | દેશલપર |
| સફાઈ સમિતિ | : | શ્રી મગનલાલ કેશરા કાનાણી | (કલ્યાણપર-ભુજ) |
| ખરીદ સમિતિ | : | શ્રી શિવગણભાઈ કરસન લીંબાણી | (દરશડી) |
| આરોગ્ય સમિતિ | : | ડૉ. શાંતિલાલ મેઘજી સેંઘાણી | (નખત્રાણા) |
| સલામતી સમિતિ | : | શ્રી શિવગણભાઈ કરસન લીંબાણી | (દરશડી) |
| પાર્કિંગ વ્યવસ્થા સમિતિ | : | શ્રી કરસનભાઈ પ્રેમજી રામાણી | (દેશલપર) |
| સાહિત્ય વેચાણ સમિતિ | : | શ્રી ધીરજભાઈ જીવરાજ ભગત | (વિથોણ-ભુજ) |

# મહોત્સવમાં રૂપિયા અગીયાર લાખથી વધુ દાન આપનાર દાતાઓની નામાવલી

| | | |
|---|---|---|
| ૨૫,૫૫,૫૫૫ | **મંદિર શિલાન્યાસના દાતાશ્રીઓ** | |
| | સ્વ. દેવજીભાઇ નાનજી ધોળુ, | દુર્ગાપુર-ભુજ |
| | સ્વ. દેવકાબેન લાલજી ચોપડા, | રાજપર-ભુજ |
| | વસ્તારામ કેશરા નાકરાણી, | સાંયરા-મોરબી |
| ૨૫,૦૦,૦૦૦ | **સત્સંગ હોલ નામકરણનાં દાતાશ્રી** | |
| | શ્રી વાલજીરામ, ગુરૂ ઓધવરામજી મહારાજના એક શિષ્ય | |
| ૧૬,૫૧,૧૧૧ | **સત્સંગ હોલ ખુલો મુકવાના મુખ્ય દાતા** | |
| | એલ.વી. પટેલ એન્ડ કું. | |
| | લધારામભાઇ વિશ્રામ પોકાર, | લુડવા-મુંબઇ |
| | ડાહ્યાલાલ કાનજી લીંબાણી, | દરસડી-મુંબઇ |
| | બિપીનભાઇ લધાભાઇ પોકાર, | લુડવા-મુંબઇ |
| ૧૧,૧૧,૧૧૧ | **પ્રવેશદ્વારના દાતાશ્રીઓ** | |
| | હિંમતભાઇ રતનશી ખેતાણી, | વિરાણી મોટી-મુંબઇ |
| | રમેશભાઇ માવજી વાઘડીયા, | ખોંભડી-બેંગ્લોર |
| | પ્રેમજીભાઇ ભાણજી કેશરાણી, | માનકુવા-મુંબઇ |
| | અબજીભાઇ વિશ્રામ કાનાણી, | વિરાણી મોટી-મુંબઇ |
| ૧૧,૦૦,૦૦૦ | **મંદિર ફ્લોરીંગના દાતાશ્રી** | |
| | દક્ષિણ ભારત કચ્છ કડવા પાટીદાર ઝોન, | ચેન્નઇ |
| ૧૧,૦૦,૦૦૦ | **વિષ્ણુયાગ હવનના મુખ્યદાતા** | |
| | વાલજી જીવરાજ દિવાણી, | લક્ષ્મીપર નેત્રા-સાગર |
| ૧૧,૦૦,૦૦૦ | **ધર્મરથના દાતાશ્રી** | |
| | રમેશભાઇ કરમસીભાઇ વાસાણી, | દેશલપર (વા.)-મુંબઇ |
| ૬૧,૧૧,૧૧૧ | **શિખર ઉપર કળશ સ્થાપનના દાતાશ્રી** | |
| | મુળબાઇ રતનશી રામજીયાણી, | મદનપુરા-ઘાટકોપર |
| ૪૧,૧૧,૧૧૧ | **શિખર ઉપર ધ્વજારોહણના દાતાશ્રી** | |
| | સવીતાબેન રવજી લાલજી રામજીયાણી, | મદનપુરા-ઘાટકોપર |
| ૧,૫૫,૫૫,૫૫૫ | **શ્રી લક્ષ્મીનારાયણ મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠાના દાતાશ્રી** | |
| | રમેશભાઇ કરમશી વાસાણી, | દેશલપર-મુલુન્ડ |
| ૫૧,૧૧,૧૧૧ | **મોટા ઘુમ્મટ ઉપર કળશ સ્થાપનાના દાતાશ્રી** | |
| | શાંતાબેન ભાણજી રામજીયાણી, | મદનપુરા-કોડાય |
| ૧૫,૧૧,૧૧૧ | **ગરુડજીની મૂર્તિ પ્રતિષ્ઠાના દાતાશ્રી** | |
| | બાબુભાઇ હીરજી ચૌહાણ, | આણંદસર-મુંબઇ |

| | | |
|---|---|---|
| ૩૧,૧૧,૧૧૧ | **ગણપતિજીની મૂર્તિ પ્રતિષ્ઠાના દાતાશ્રી** | |
| | લક્ષ્મણ નાનજી નાકરાણી, | સુખપર રોહા-ઘાટકોપર |
| ૩૫,૧૧,૧૧૧ | **હનુમાનજી મૂર્તિ પ્રતિષ્ઠાના દાતાશ્રીઓ** | |
| | સામજી હરજી સેંઘાણી, | મમાયમોરા |
| | સ્વ. મનજી પ્રેમજી સેંઘાણી, | રાજપર |
| ૧૬,૧૧,૧૧૧ | **મધ્યભાગ ઘુમટી કળશના દાતાશ્રી** | |
| | ધનજીભાઇ શિવગણ રૂડાણી, | જીયાપર-મુંબઇ |
| ૧૫,૧૧,૧૧૧ | **ઉત્તર તરફ ઘુમટી કળશના દાતાશ્રીઓ** | |
| | કરશન પ્રેમજી મેઘાણી, | અંગીયા-ગાંધીધામ |
| | રામજી ભીમજી ડાયાણી, | ધાવડા મોડા-જોરાવરનગર |
| ૧૧,૧૧,૧૧૧ | **દક્ષિણ તરફ ઘુમટી કળશના દાતાશ્રી** | |
| | મગનભાઇ વસ્તારામ નાકરાણી, | સાંયરા-રાયપુર |
| ૨૭,૭૭,૭૭૭ | **મહાઆરતીના દાતાશ્રી** | |
| | ધનસુખભાઇ લીંબાણી, | માનકુવા-મસ્કત |
| ૧૮,૧૮,૧૧૧ | **ભગવાનને પ્રથમ રાજભોગના દાતાશ્રી** | |
| | સામજી ખીમજી ગોરાણી, | ખેડોઇ-સુરત |
| ૨૧,૧૧,૧૧૧ | **નારાયણના વાઘાના દાતાશ્રી** | |
| | સતરાવાળા પરિવાર, | રસલીયા-સુરત |
| ૧૨,૧૧,૧૧૧ | **નારાયણ ઉપર ચાંદીનું છત્રના દાતાશ્રી** | |
| | રમણલાલ કાનજી માકાણી, | હિમ્મતનગર |
| ૧૧,૧૧,૧૧૧ | **નારાયણના મુગટના દાતાશ્રી** | |
| | કાંતાબેન કેશરાભાઇ રામજીયાણી, | દેશલપર-મુંબઇ |
| ૨૬,૦૦,૦૦૦ | **લક્ષ્મીજી ઉપર ચાંદી છત્ર, વાઘા,** | |
| | **મુગટ, બાજુબંધ, હાર, કુંડળના દાતાશ્રી** | |
| | આઇશ્રી ગ્રુપ એન્ડ બી.ચોપડા ગ્રુપ, | રાજપર-મુંબઇ |
| ૧૮,૧૧,૧૧૧ | **ગણપતિજીનો શણગાર, હનુમાનનો** | |
| | **શણગાર, શંખનાદ, છડી, ઝાલર-૧, ઝાલર-૨, ચમર, ઘંટનાદ,** | |
| | **મંદિર ઉપર ફૂલવર્ષાના દાતાશ્રી** | |
| | જમનાબેન લક્ષ્મણભાઇ નાકરાણી પરિવાર, | સુખપર રોહા-ઘાટકોપર |
| ૧૫,૧૧,૧૧૧ | **મંદિર ઉપર ફૂલવર્ષાના દાતાશ્રી** | |
| | રાજાભાઇ પેથાભાઇ ચોપડા | જીયાપર |
| ૧૧,૧૧,૧૧૧ | **લ.ના. દર્શન વિમોચનના દાતાશ્રી** | |
| | માતૃશ્રી રામબાઇ લધાભાઇ ચોપડા પરિવાર, | રાજપર-ગાંધીધામ |
| ૧૧,૧૧,૦૦૦ | **ગાર્ડન માટે નામકરણ** | |
| | સ્વ. દેવશીભાઇ શિવગણ સેંઘાણી, | દરશડી-મુંબઇ |

# મહાયંત્રોની પ્રચૂરતા વિનાશકારી

**શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન ખાતે તા.૧૩-૫-૨૦૧૧ની ધર્મસભામાં અનંત વિભૂષિત ગોવર્ધનપીઠાધીશ્વર જગદગુરુ શંકરાચાર્ય નિશ્ચલાનંદ સરસ્વતીએ આપેલા જ્ઞાનપૂર્ણ પ્રવચનનો સાર અહીં આપવામાં આવ્યો છે.**

પરમાત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે. સત એટલે ક્લારેય લોપ ન થનારું સત્ય છે. ચિત્ત એટલે જ્ઞાન અને આનંદ એટલે ત્રિવિધ તાપમાંથી મુક્તિ મળ્યા પછી મળતો પરમ આનંદ. પરબ્રહ્મ પરમાત્મા અનાદિ અને અનંત છે. જ્યારે આ સૃષ્ટિનું અસ્તિત્વ નહતું ત્યારે પણ આ સૃષ્ટિકર્તા તો હતા જ. મહાપ્રલય વખતે આ સૃષ્ટિના કોઇ જીવો સૂક્ષ્મ શરીરના રૂપે પણ હોતા નથી. કરોળિયો જેમ પોતાનામાંથી જ પદાર્થ બહાર કાઢી જાળું રચે છે એ રીતે પરમાત્માએ પણ તેમના અંશમાંથી જ તેમણે પોતે જ આ સૃષ્ટિની રચના કરી છે. તેથી આ સૃષ્ટિનું નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ ભિન્ન નથી. એ પરમાત્મા પોતે જ છે અને ફરી પાછો મહાપ્રલય થાય ત્યારે સમસ્ત સૃષ્ટિ પરમાત્મામાં વિલીન થઇ જાય છે. જે રીતે ગાઢ નિંદ્રામા માણસના અસ્તિત્વનું અને બાહ્ય રચનાનું ધ્યાન રહેતુ નથી તેવી રીતે પરમાત્મા સાથે જોડાઇ ગયા પછી કોઇ જ સાંસારિક ઘટનાઓનો અનુબંધ રહેતો નથી.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થ કરવા માટે ઇશ્વરે મનુષ્યનું સર્જન કર્યું છે. પરંતુ માણસ ભૌતિક સગવડ પાછળ દોડ્યા કરે છે. જીવન ટકાવવા આજીવિકા મેળવવી અને અર્થોપાર્જન કરવું એ જરૂરી છે પણ આજીવિકા માટે જીવનને વેડફી નાખવું એ યોગ્ય નથી. માણસ સુખ મેળવે છે તેમાં ત્રણ બાબતો નીહિત છે. પ્રિય, મોદ અને પ્રમોદ. પ્રિયનો અર્થ ગમતું મેળવવાની ઇચ્છા કરવી. મોદ એટલે જે પ્રિય હોય તેની પ્રાપ્તિ માટે પુરૂષાર્થ કરવો. પ્રમોદ એટલે ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ કરવી. આ બધું કર્યા પછી માણસને ક્ષણિક સુખ મળે છે પરંતુ એ કાયમ ટકતું નથી. ખાવાપીવાની ચીજ વસ્તુઓ પ્રાપ્ત થાય તેનાથી તૃપ્તિ જરૂર થાય પરંતુ સમય જતાં ફરી પાછી ભૂખ અને તરસ લાગે. ભૌતિક સગવડથી માણસ પરમ સુખ પ્રાપ્ત થતું હોય તો તે છોડીને તે ગાઢ નિદ્રામાં શા માટે જાય. એનો અર્થ એ છે કે માણસ પાસે જે કંઇ છે તેના કરતાં પણ વધુ સુખ તેને ગાઢ નિદ્રામાં મળે છે. નિદ્રામાં માણસ દિન્દ્વવી સુખો અને દુઃખોથી પર હોય છે. તેજ રીતે મૃત્યુ પછી પણ માણસ સાંસારિક વળગણોથી મુક્ત થઇ જાય છે ત્યારે એ પરમાત્માની વધુ નજીક હોય છે. માણસે મૃત્યુંજય બનવું હોય તો પરમાત્માના શરણે જવું પડશે. બધા જ દુઃખોમાંથી મૂક્તિ મેળવવી હોય અને પરમ આનંદની પ્રાપ્તિ કરવી હોય તો પણ પરમાત્માની ગોદમાં જવું પડશે.

સ્વામી કરપાત્રજી મહારાજે માક્સવાદ અને રામરાજય નામના પુસ્તકમાં લખ્યું છે મહાયંત્રોનો પ્રચુર માત્રામાં ઉપયોગ કરવામાં આવશે તો પૃથ્વી પરની દિવ્ય વસ્તુઓનો નાશ થશે. આ વિધાનનું અનુસંધાન મનુસ્મૃતિમાં પણ મળે છે તેમાં તો મહાયંત્રોના વધુ પડતા ઉપયોગને પાપ ગણવામાં આવ્યું છે.

પૃથ્વી ઉપરની સાત દિવ્ય વસ્તુઓમાં ગૌવંશ શાસ્ત્રના જ્ઞાતા, બ્રાહ્મણો, સત્યવાદી પુરુષો, સતીસ્ત્રીઓ, શૂરવીરો, નિર્લોભી વ્યક્તિઓ દાનશીલોને ગણવામાં આવ્યા છે.

આજે વિશ્વમાં ગૌવંશનું નિકંદન નીકળતું દેખાય

છે માત્ર મનુષ્યની પોષક નહીં પણ ભારતીય સંસ્કૃતિની પોષક ગૌમાતાની પૂજા કરવાને સ્થાને તેની હત્યા કરવામાં આવી રહી છે. સનાતન ધર્મીઓએ જાગૃત થવાની જરૂર છે. શ્રીમંત લોકોએ ગૌવંશને બચાવવા મોટા પાંજરાપોળ શરૂ કરવાની જરૂર છે. એ જ રીતે વેદો અને ઉપનિષદોની ઘણી બધી શાખાઓ આજે નષ્ટપ્રાય થઇ ગઇ જેના જ્ઞાતા બ્રાહ્મણો પણ બહુ જૂજ પ્રમાણ રહ્યા છે. આજે સત્યવાદી અને સતીઓના દુશળ પડે છે. ધન અને દોલતના લોભ લાલચમાં મોટાભાગના લોકો નીતિમતાને કોરણે મૂકીને દોડવા લાગ્યા આજે લોકો ધર્મ માટે નહીં પણ યશ અને કીર્તિ માટે દાન કરતા થયા છે. આ બધું કરવા પાછળના કારણો એ જ છે કે આજે વિશ્વમાં માનવી મહાયંત્રોનો ગુલામ બન્યો છે.

મહાત્મા ગાંધીજીએ પણ હિન્દ સ્વરાજ્ય પુસ્તકમાં મોટા ઉદ્યોગોને સ્થાને નાના ગૃહઉદ્યોગો પર ભાર મૂક્યો હતો. મહાયંત્રોની પ્રચુરતાના વિનાશકારી પરિણામો વિશ્વને ભોગવવા પડશે. પરમાત્મા કહે છે કે જો તમે મારું નહીં માનો તો મારી પત્ની પ્રકૃતિ તમને સજા કરશે. જે પાંચ તત્ત્વોમાંથી પૃથ્વીનું સર્જન થયું છે એજ પાંચ તત્વો પૃથ્વી, પાણી, પવન, અગ્નિ અને આકાશ વિનાશ વેરવા લાગશે. આજે જાપાનમાં સર્જાયેલા ભૂકંપ અને સુનામી તેના જ પરિણામો છે. મોટા ઉદ્યોગોનું પ્રચલન વધશે તો ધીરે ધીરે પૃથ્વી અનાજ ઉગાડવાનું બંદ કરશે, નદીઓના જળ લૂપ્ત જઇ જશે એ વખતે આપણે સૌએ જાગૃત થવાની જરૂર છે. જીવસૃષ્ટિને જીવવું દોહ્યલું બની જશે. તમે બધા સાથે મળીને આજે સનાતન ધર્મનું કામ કરવાનો સંકલ્પ કર્યો અને વેદોની સ્થાપના કરી છે એ ખૂબ આનંદની વાત છે.

## કામના કલ્યાણની

ભજો ભાવથી શ્રી ભગવાન....
નારાયણ કરશે કલ્યાણ.............

સત્ય વદો ને સત્ય વિચારો,
સતના મારગ પર સૌ ચાલો,
સત્ય રૂપ છે શ્રી ભગવાન....
નારાયણ કરશે કલ્યાણ....ભજો...

વિશ્વ સકલ પરિવાર જ માનો,
ભેદભાવ રાખો છો શાનો ?
એક પિતાનાં સૌ સંતાન....
નારાયણ કરશે કલ્યાણ....ભજો...

દીન દુઃખિયાના દુખડાં કાપો,
પ્રાણી માત્રને પ્રેમ જ આપો,
રાજી થાશે તો શ્રીરામ....
નારાયણ કરશે કલ્યાણ....ભજો...

કદી કોઈનું બૂરું કરો નહિ,
દ્વેષ ભાવને હૃદય ધરો નહિ,
કરો સદાયે રૂડાં કામ....
નારાયણ કરશે કલ્યાણ....ભજો...

## લેજો સંભાળ

લક્ષ્મીનારાયણ લેજો સંભાળ,
બાળક હું નાનો છું.
આવી જગના આંગણમાં હું રમતો રહયો,
આ વિકટ ભવરણમાં હું ભમતો રહયો;
મારો કોણ પકડશે હાથ ?
બાળક હું નાનો છું.

માયા કેરા મૃગજળથી લોભાઈ ગયો,
જૂઠા કાવાદાવામાં અટવાઈ ગયો;
તમ વિણ કોણ હરે અંધકાર ?
બાળક હું નાનો છું.

માગું ભકિત તમારી હું ચરણ પડી,
આપો શકિત પ્રભુ, મને બાળ ગણી;
પ્રભુ ! એક તમારો આધાર
બાળક હું નાનો છું.

# સનાતન ધર્મ વહેતી ગંગા છે

## શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનમાં તા.૧૧-૫-૧૧ના યોજાયેલા મહોત્સવ ઉદ્‌ઘાટન સમારોહમાં સ્વામી સચ્ચિદાનંદજીએ આપેલા પ્રવચનનો સાર

બ્રહ્મ અને ધર્મ નિર્વિશેષ છે. તેને કોઇ વિશેષણની જરૂર નથી તેમ છતાં આપણે સુવિધા ખાતર વિશેષણ લગાડીએ તો ચાર ભાગમાં વહેંચી શકાય. વૈદિક ધર્મ, ઉપનિષદ ધર્મ, પુરાણ ધર્મ અને યુગધર્મ.

વૈદિક ધર્મમાં પરબ્રહ્મ પરમાત્માને એક જ માન્યા અને તેની નિર્ગુણ નિરાકાર રૂપમાં ઉપાસના કરાઇ.

ઉપનિષદ ધર્મમાં વેદમંત્રોની સરળ અને વિસ્તૃત વ્યાખ્યા કરવામાં આવી. બ્રહ્મ તત્વને પામવાની એક સોનાની સીડી હતી પરંતુ જેના પગથિયાં એટલા ઊંચા હતા કે સામાન્ય માણસ તેના પર ચડી શકે તેમ ન હતો.

પુરાણ ધર્મમાં સામાન્ય લોકો સમજી શકે અને પાળી શકે એ રીતે ધર્મને સમજાવવામાં આવે. અહીં પરમાત્માને એક ને બદલે બે સ્વરૂપે. દ્વૈતના રૂપમાં નિરૂપિત કરાયા. અને તેને કારણે શિવ અને શક્તિ, લક્ષ્મી અને નારાયણ, પુરુષ અને પ્રકૃતિ એમ દ્વૈત સ્વરૂપે ઉપાસના થવા લાગી.

શિવમાંથી ઈની બાદબાકી થાય તો શવ બની જાય. એમ સ્ત્રી વિનાનો પુરુષ પણ મડદા જેવો થઇ જતો હોય છે. સનાતન ધર્મે સ્ત્રીઓની ક્યારે ઉપેક્ષા કરી નથી. પરંતુ મધ્યકાળમાં વિધર્મીઓની કુદ્રષ્ટિથી બચવા સ્ત્રીઓને ઘુંઘટમાં ગોંધાઇ રહેવું પડતું પરંતુ હવે ઘુંઘટ પ્રથાને જાકારો આપી સ્ત્રીઓને પણ દરેક કાર્યમાં સહભાગી બનાવવી જોઇએ. પતિપત્ની પરસ્પરનો અહંમ છોડી કચ્છી ખીચડીની જેમ એકબીજામાં ભળી જાય તો જ ખરું દામ્પત્ય કહેવાય. આમાં મોટે ભાગે સ્ત્રીઓજ સહનશીલતા અને સ્નેહ દાખવી સાસરિયામાં ભળી જઇને મીઠાશ લાવે છે.

આપણા ધર્મ શાસ્ત્રોએ લક્ષ્મીજી (ધન-દોલત)ને ક્યારેય ત્યાજય નથી લક્ષ્મીએ જીવનની કરોડરજુ છે. આપણા ૠષિ મુનીઓએ લક્ષ્મીજીનું આહ્‌વાન કર્યું છે. કચ્છ કડવા પાટીદાર પર લક્ષ્મીજીની કૃપા ઉતરી છે એટલે જ આવા ઉત્સવો ઉજવી શકે છે. ૧૫૦-૨૦૦ વર્ષ અગાઉ પાટીદારો લાકડા વહેરવાનું કામ કરતા ત્યારે કેટલા બધા દુઃખી હતા. તેમણે જે તપ કર્યું છે તેનું ફળ આજની પેઢી ભોગવી રહી છે. ધન જરૂર કમાવવું જોઇએ પણ તે ધન નીતિ અને ધર્મથી કમાયેલું હોવું જોઇએ અને તેનો સદ્‌માર્ગે ઉપયોગ થવો જોઇએ.

કલાકારો જે મૂર્તિઓ બનાવે છે તે ભાવાત્મક રૂપને મૂર્ત સ્વરૂપ આપે છે. અમેરિકામાં બનેલું લીબર્ટીનું સ્ટેચ્યુ તેનું ઉદાહરણ છે. સ્વતંત્રતા એ કોઇ વ્યક્તિ નથી એક ભાવ છે. છતાં તેને અમેરિકનોએ મૂર્ત સ્વરૂપ આપ્યું છે. એજ રીતે આપણા દેવ-દેવીઓમાં જે ગુણો અપેક્ષિત છે તેને કલાકારોએ મૂર્તિમાં કંડાર્યા છે. નારાયણ ચતુર્ભુજ છે. એમના એક હાથમાં શંખ છે. જે જાગૃતિનું પ્રતીક છે. ભક્તોને મદદ કરવા માટે ભગવાન સદા તત્પર અને જાગૃત છે તેનું તે પ્રતીક છે. ભગવાન ભક્તની સહાયતા કરવા

ઝડપથી પહોંચી શકે એ માટે નારાયણનું વાહન ગરુડ છે. દુષ્ટો અને અધર્મીઓને દંડ દેવા ભગવાન વિષ્ણુએ ચક્ર અને ગદા ધારણ કર્યા છે. રામ, કૃષ્ણ ઇત્યાદિ અવતારોમાં ભગવાને રાક્ષસોનું સંહાર કરવાનું કાર્ય કર્યું છે.

આજના સમયમાં પણ સૌથી મોટો ધર્મ જો કોઇ હોય તો તે ગુંડાઓથી પ્રજાનું રક્ષણ કરવાનું છે. આજે કોઇ સ્ત્રી-પુરુષ સુરક્ષિત નથી, સલામત નથી. જો પ્રજાનું ગુંડાઓથી રક્ષણ કરવામાં આવે તો બાકીનું લોકો પોતાની મેળે મેળવી લે. આપણા દેવદેવીઓએ આજ કામ કર્યું છે.

લોકો સુખી બને સમૃદ્ધ બને અને શાંતિથી અને આનંદથી રહે એના પ્રતીક રૂપે નારાયણના એક હાથમાં કમળ મૂકવામાં આવ્યું છે.

સરદાર પટેલે ૬૦૦ રાજ્યોને એકત્રિત કરી તેમનું ભારત દેશમા વિલીનીકરણ કર્યું. એ જ રીતે જો બધા જ સંપ્રદાયોના એકીકરણ કરવામાં આવે તો સનાતન ધર્મ સુદ્રઢ બને. સનાતન ધર્મ વહેતી ગંગા જેવો છે. તેમાં અનેક નદીઓ મળીને તેને વિશાળ બનાવે છે. કેટલીક વાર ગંગાના પવિત્ર જળમાં ગટરનું દૂષિત પાણી પણ ભળી જતું હોય છે. કેટલાક લોકો દૂષિત પાણીને ગંગા માની લે છે અને તેની પૂજા કરવા લાગે છે.

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં એવો વીર પુરુષ થયો કે જેણે લોકોને જાગૃત કર્યા અને કહ્યું કે તમે ધર્મના ખોટે રસ્તે જાઓ છો. અને જ્ઞાતિજનોએ રાહ બદલી. વાંઢાયના સંત શ્રી ઓધવરામજી મહારાજ અને વાલરામજી મહારાજ ઋષિતુલ્ય હતા તેમણે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને ધર્મનો સાચો રાહ બતાવ્યો અને તેમનું પુનઃઉત્થાન કર્યું. માતાપિતા તમારા જન્મદાતા છે પરંતુ આ સંતો તમારા ધર્મદાતા છે. એમને ક્યારેય ભૂલવા જોઇએ નહીં. તેમના પુરુષાર્થથી જ્ઞાતિમાં જાગૃતિ આવી અને લોકો સનાતનનાં માર્ગે વળવા લાગ્યા આજે ઘણા લોકો તેમાં આવી ગયા તેનું કારણ એક જ છે કે તમે દરવાજા ખુલ્લા રાખ્યા છે જે આવવા ઇચ્છતા હતા તેઓ આવી શક્યા. હજુ પણ દરવાજા બંધ કરશો નહીં; જેઓ સનાતન ધર્મમાં આવવા ઇચ્છતા હોય તેમને પ્રેમથી આવવા દો. તેમને જુદા ગણો નહીં. એક સમયે ધર્મ આત્મકલ્યાણ માટે હતો પરંતુ આજે એ રાષ્ટ્ર માટે પણ છે. કોઇની સાથે લડવા ઝઘડવામાં આવે અને તેની ઉપેક્ષા કરવામાં આવે તો તે અન્ય ધર્મ તરફ વળે છે અને રાષ્ટ્ર માટે ખતરારૂપ પુરવાર થાય છે.

લક્ષ્મીનારાયણના મંદિરોના કેન્દ્ર સ્થાનની આવશ્યકતા હતી અને આજે તે પૂરી થઇ છે હવે એવું નેટવર્ક ગોઠવો કે કેન્દ્રસ્થાનમાંથી દરેક મંદિરોને માર્ગદર્શન મળતું થાય. જે રીતે ઉમિયા માતાજી મંદિર, ઊંઝામાં કરોડો રૂપિયા એકત્ર થયા અને તેનો સદ્‌ઉપયોગ શિક્ષણ કાર્યમાં થાય છે. નિરાધાર વિધવાઓના આંસુ લૂછવામાં થાય છે. ભવિષ્યમાં લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનમાંથી પણ આવી લોક કલ્યાણની પ્રવૃત્તિઓ ન થઇ શકે ?

લક્ષ્મીનારાયણ પરંપરામાં આ કેન્દ્રસ્થાન જ નહીં પણ તીર્થસ્થાન બનશે. કચ્છ કડવા પાટીદારો પણ ભારતમાં ગમે ત્યાં રહેતા હોય વર્ષમાં એકવાર ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના ચરણોમાં મસ્તક નમાવવા આ કેન્દ્રસ્થાનમાં જરૂરથી આવે અને આ કેન્દ્રસ્થાનમાંથી શુભ કાર્યો થતા રહે એવી શક્તિ પ્રભુ આગેવાનોને આપે. એવી લક્ષ્મીનારાયણનાં ચરણોમાં પ્રાર્થના કરું છું.

# ધર્મના ચાર ચરણ

## તા.૧૨-૫-૨૦૧૧ શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન, દેશલપર ખાતે રમેશભાઈ ઓઝાના પ્રવચનનો સાર સંકલન

સનાતન ધર્મમાં હિમાલયની ઊંચાઈ અને સમુદ્રની ગહેરાઈ છે. સનાતમ ધર્મના મૂળ વેદો છે. અને તેને સમજવાની યુક્તિ સ્મૃતિમાં દર્શાવવામાં આવી છે. વેદો અને ઉપનિષદોમાં નિર્દેશ કર્યા મુજબનું આચરણ કરવું જ ખરો ધર્મ છે.

સૃષ્ટિને ધારણ કરનાર બે તત્ત્વો છે. ધરતી અને ધર્મ. ધરતીનાં પંચ તત્ત્વો દ્વારા માનવીનો ભૌતિક પિંડ બંધાય છે. ને શરીરનો વૃદ્ધિ અને વિકાસ થાય છે. જ્યારે ધર્મ દ્વારા લાગણી અને વિચારનો પિંડ બંધાય છે. અને આધ્યાત્મિક વિકાસ થાય છે.

ધર્મના ચાર ચરણ કરવામાં આવ્યા છે. સત્ય, તપ, શૌચ અને દયા. ધર્મને નંદી પણ કહેવામાં આવે છે જેમ નંદીને ચાર ચરણ છે તેમ ધર્મ પણ આ ચાર ચરણો પર ઊભો છે.

ધર્મનું પ્રથમ ચરણ એ સત્ય છે. દુનિયામાં એવો કોઈ ધર્મ નથી કે જે અસત્ય બોલવાનું કે અસત્યનું આચરણ કરવાનું કહેતો હોય. દરેક ધર્મમાં સત્ય પર ભાર મૂકાયો છે. અસત્ય અને અનિતીનું આચરણ કરનાર મનુષ્ય પણ બીજા લોકો પોતાના માટે સત્ય અને નીતિનું આચરણ કરે એવું ઈચ્છે છે. ચોરી કરીને અનીતિ આચરનાર ચોરો પણ ચોરેલી માલ-મિલ્કતના ભાગલા પાડતી વખતે નીતિ અને ઈમાનદારીનો આગ્રહ રાખે છે. સત્ય દેશકાળથી પર છે તે સનાતન છે. સત્ય અને નીતિની વ્યાખ્યા વેપારીઓ અને હોંશિયાર માણસો પોતાને અનુકૂળ પડે એ રીતે કરે છે તે કદાપિ યોગ્ય નથી.

ધર્મનું બીજું ચરણ એ તપ છે. તપ એટલે હાથ પકડીને કે ઊંધામાથે એક જ જગ્યાએ ભૂખ્યા તરસ્યા બેસી રહેવું એ નથી. સત્ય માટે ગમે તેટલી કઠિનાઈ આવે તો તેને સહન કરવી અને અડગ રહેવું એજ સાચું તપ છે. સત્ય માટે સુખ-સગવડનો ત્યાગ કરવાની જરૂર ઊભી થાય તો તેની પણ તૈયારી હોવી જોઈએ. ભગવાન રામચંદ્રજીએ હસતા હસતા બધા સુખોને છોડી વન ગમન કરવાનું સ્વીકાર્યું એટલું જ નહીં પણ તેમણે વન ગમનના ફાયદા પણ બતાવ્યાં. રાજા હરિશ્ચંદ્રે પણ સત્ય માટે રાજ્ય છોડીને ઘણું કષ્ટ વેઠ્યું. ગાંધીજી પણ સત્યનું આચરણ કરવા ઘણી તકલીફો ઉઠાવવી પડી હતી. આ બધા સાચા અર્થમાં તપસ્વી હતા. સત્ય માટે સુખ સુવિધા અને પૈસાને પણ લાત મારી શકે એ તપસ્વી છે.

ધર્મનું ત્રીજું ચરણ શૌચ છે. શૌચ એટલે પવિત્રતા. અંતરની શુદ્ધિ વિના શાંતિ મળતી નથી. ધાર્મિક મનુષ્યનું જીવન પવિત્ર હોવું જોઈએ.

ધર્મનું ચોથું ચરણ દયા છે. દયાને ધર્મનું મૂળ કહેવામાં આવ્યું છે. અહિંસા એ દયાનું સ્વરૂપ છે. અહિંસા પરમો ધર્મ એમ કહેવાયું છે એનો અર્થ જ એ છે કે મન, વાણી અને કર્મથી કોઈની હિંસા કરવી જોઈએ નહીં. વિનોબા ભાવે હિંદુની વ્યાખ્યા કરતાં કહે છે કે જે કોઈને દુભવે નહીં એ હિન્દુ માત્ર મારવું એ હિંસા નથી પણ કોઈને દુભવવું એ પણ હિંસા છે.

નીતિ સત્ય અને ધર્મ માટે યુદ્ધ કરવું અને આતભાઈઓને મારવા એ હિંસા નથી. શ્રી કૃષ્ણએ અર્જુનને પણ યુદ્ધ માટે પ્રર્યો એનું કારણ જ એ છે. અસત્ય અને અધર્મ સામે જરૂર પડે તો લડી લેવું જોઈએ એવું ધર્મ કહે છે. સનાતન ધર્મ નિર્માલ્ય અને કાયર બનતા શીખવતો નથી. સનાતન ધર્મ શસ્ત્ર અને શાસ્ત્ર બન્ને ધારણ કરવાનું શીખવે છે. આપણા દેવ દેવીઓએ પોતાના હાથમાં શસ્ત્રો ધારણ કર્યા છે તે દુર્જનોને દંડ દેવા અને સજ્જનોને સુખી કરવા માટે છે.

ધર્મનો બીજો અર્થ કર્તવ્ય પણ થાય છે. જે

પોતાના કર્તવ્યનું સુપેરે પાલન કરે છે પુરુષાર્થ કરે છે તેના પર જ ભગવાન કૃપા કરે છે. ભગવાન શ્રી કૃષ્ણે અર્જુન સામે બે વિકલ્પો મૂક્યા. એક તો સ્વયં પોતે પણ નિઃશસ્ત્ર અને બીજી તેમની શસ્ત્ર સજ્જ નારાયણી સેના. અર્જુને નિઃશસ્ત્ર હોવા છતાં ભગવાનને પસંદ કર્યા તેણે કહ્યું શસ્ત્ર અને પુરુષાર્થ તો મારી પાસે છે તમારો અનુગ્રહ હશે તો જ હું યુદ્ધ જીતી શકીશ. ભગવાન એટલા માટે નિઃશસ્ત્ર રહ્યા એ બતાવવા માગતા હતા કે "અર્જુન હું સાથે છું પણ તારા માટે નથી." મહાભારતમાં પાર્થ એ પુરુષાર્થનું પ્રતીક છે અને શ્રી કૃષ્ણએ ઈશ કૃપાનું પ્રતીક છે. વેદોમાં બે પ્રકારના ધર્મ છે. વિધિ અને નિષેધ. તેનું પ્રતિબિંબ રામાયણ અને મહાભારતમાં ઝીલાયું છે. આ કરવું જોઈએ એ રામાયણ શીખવે છે અને આમ ન કરવું જોઈએ એ મહાભારત શીખવે છે.

આ આજનાં સંદર્ભમાં જોઈએ તો વિધિ એ એક્સીલેટર છે અને નિષેધ એ બ્રેક છે. એક્સીલેટર ખરાબ થયું હોય તો કંઈક અંશે ચાલે પણ જે ગાડીના બ્રેક ફેઈલ હોય તેમાં બેસવું એટલે જીવનું જોખમ ગણાય. દાન કરવું જોઈએ વિધિ છે અને ચોરી ન કરવી જોઈએ એ નિષેધ ધર્મ છે. માણસ પાસે ધન હોવા છતાં દાન ન કરે તો તે ટીકાને પાત્ર બને પણ તે ગુનેગાર નથી પણ જો કોઈ માણસ ચોરી કરે તો તે અપરાધી ગણાય એટલે માણસે વિધિધર્મ કરતાં પણ નિષેધધર્મ તરફ વધુ સજાગ રહેવું જોઈએ.

મનુષ્યની ત્રણ અવસ્થાને રામાયણમાં ત્રણ નગરીઓના રૂપમાં દર્શાવી છે. રાવણની લંકા, એ વિષયીયોની નગરી છે. વિષયી લોકો ગીધવૃત્તિના હોય છે તે બીજાનું પડાવીને સુખ થવામાં માને છે. રાવણે યક્ષો પાસેથી સોનાની લંકા પડાવી લીધી હતી અને એજ વૃત્તિથી તેણે સીતાજીનું અપહરણ કર્યું હતું.

અયોધ્યા સાધકોની નગરી છે અહીં રામને પામવાની સાધના સતત ચાલતી હોય છે. અને મિથિલા સિધ્ધોની નગરી છે. તેના રાજા જનક દેહભાવથી પર થઈ શક્યા એટલે તેમને વિદેહી કહેવામાં આવ્યા. ઉપનિષદોમાં કહેવાયેલું વાક્ય તેન ત્યક્તેન ભૂંજીથા : તે જનક વિદેહીએ તેમના જીવનમાં ચરિતાર્થ કરી દેખાડ્યું હતું.

માણસને નિયંત્રિત કરનાર ત્રણ શક્તિઓ છે એક ધર્મ બીજો સમાજ અને ત્રીજું રાષ્ટ્ર. શાસ્ત્રોએ દર્શાવેલા વિધિ-નિષેધના ધર્મથી માણસનું વર્તન ઘણે અંશે નિયંત્રિત થતું હોય છે. "હું જે આચરણ કરું છે તે ધર્મ વિરુધ્ધ છે. પાપ છે." એમ સમજીને માણસનું અધર્મનું આચરણ કરતો નથી. જો માણસ પર ધર્મનો નિયંત્રણ ન હોય તો શાસનની તાકાત નથી કે કાયદો અને વ્યવસ્થા જાળવી શકે.

કેટલાક લોકો ધર્મને કે ઈશ્વરને માનતા નથી પરંતુ સમાજ વચ્ચે એક સભ્ય અને સંસ્કારી માણસ તરીકે છાપ કાયમ રાખવાની હોવાથી તે દુરાચાર આચરતો નથી. સમાજ મને શું કહેશે તેના ડરથી અસભ્ય વર્તન કરતો નથી. તેના માટે સમાજ એ નિયંત્રિત બળ છે. પરંતુ સમાજથી દૂર જાય કે વિદેશમાં જાય ત્યાં તે અનિચ્છનીય વર્તન કરે છે કારણ કે ત્યાં તેને સમાજનો ડર નથી.

કેટલાક લોકો એવા પણ હોય છે કે તેઓ સમાજ અને ધર્મ બધાની એસી તેસી કરીને કુકર્મો કરતા હોય છે તેમના પર રાજ્યસત્તા દંડ અને શિક્ષા દ્વારા નિયંત્રણ રાખી શકે. દરેક દેશમાં શાસનની સાથે ધર્મ અને સમાજની પણ એટલી જ આવશ્યકતા છે. આપણા દેશની જેમ જ્યાં એક કરતાં વધુ ધર્મના લોકો રહેતા હોય ત્યાં સર્વધર્મ સમભાવની સાથે સાથે સર્વધર્મ સદ્ભાવ રાખવો જોઈએ જેથી ક્યારે ટંટા ફિસાદ કે ઝગડા ન થાય. સનાતન ધર્મ કૂવાના દેડકા જેવો સંકુચિત ધર્મ નહી પણ મહાસાગર જેવો વિશાળ ધર્મ છે.

આપદા આવે ત્યારે માણસમાં પડેલું શ્રેષ્ઠ અને કનિષ્ઠ બન્ને પ્રગટ થાય છે. કચ્છ ભૂકંપ તેનું જ્વલંત ઉદાહરણ છે. એ કુદરતી આપદા સમયે ઘણા લોકો ભૂકંપગ્રસ્તોને મદદ કરવા નિરપેક્ષ ભાવે દોડી આવ્યા. કેટલાક લોકોએ એ સમયે જે મળ્યું તે ઘરભેગું કર્યું. કચ્છીઓમાં વતનપરસ્તી અને ઉદારતાની જે ભાવના છે તેના દર્શન પણ થયાં.

આજે અહીં લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનમાં સનાતન ધર્મના મૂળ એવા વેદોની સ્થાપના થઈ રહી છે એ ખરેખર સ્તુત્ય કાર્ય છે. સનાતન ધર્મને ટકાવી રાખવાની તાતી જરૂર છે. ધર્મ ટકશે તો જ આપણે ટકશું એ વાત આપણે સૌ એ સમજી લેવાની જરૂર છે.

# ગૌરક્ષાનો સંકલ્પ

## શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનના તા.૧૩-૫-૨૦૧૧ના યોજાયેલી ધર્મસભામાં શારદાપીઠ દ્વારકાના દંડી સ્વામી શ્રી સદાનંદ સરસ્વતીજીએ આપેલા જ્ઞાનપૂર્ણ પ્રવચનનો સાર

આ વિશ્વ એક રંગમંચ છે. આપણે સૌ તેના પર અભિનય કરવા આવ્યા છીએ. પરંતુ આપણને નચાવનાર સૂત્રધાર કોણ છે તે આપણે જાણતા નથી. પરમાત્મા આ સૃષ્ટિના કર્તા છે અને એમણે બનાવેલી માયાના ઈશારે આપણે સૌ નાચીએ છીએ. માણસ જે કાંઇ કરે છે તે પોતાના નામે ચડાવે છે. બંગલા, ગાડી, ફેકટરી આ બધું મેં કર્યું છે એવું માને છે પરંતુ દુર્ઘટના થાય ત્યારે તેનો દોષનો ટોપલો ભગવાન પર નાખે છે. હકીકતમાં જે સમગ્ર સૃષ્ટિના કર્તા છે તે પોતાની જાતને અકર્તા માને છે. માણસ ખરેખર ઈશ્વરના અનુગ્રહ વિના કશું જ કરી શકતો નથી. તે પોતાની જાતને કર્તા માને છે. માણસ ગમે તેટલો પુરુષાર્થ કરે પરંતુ ઈશ્વરની કૃપા વિના તે ફળદાયી બનતો નથી.

જેમ માણસ આંખથી બધું જ જોઇ શકે છે પરંતુ પોતાની આંખને જોઇ શકતો નથી એ રીતે પરમાત્મા આપણા હૃદયમાં બેઠેલા હોવા છતાં આપણે તેને જોઇ શકતા નથી. પરમાત્માનું દર્શન કરાવનાર ત્રણ દર્પણ છે. વેદદર્પણ, મંદિર દર્પણ અને ગુરુ દર્પણ જો મલિન હોય તો તેમાં પ્રતિબિંબ જોઇ શકાતું નથી. ભગવાનના પૂજાના સ્થાન, પૂજારી, પૂજાની સામગ્રી બધું જ નિર્મળ અને શુદ્ધ હોવું જોઇએ તો જ ભગવાન પ્રસન્ન થાય. ગુરુ પર પૂર્ણ વિશ્વાસ હોય તો જ ભગવાનના દર્શન થાય.

જગદગુરુ આદ્ય શંકરાચાર્ય તેમના એક શિષ્યની પરીક્ષા કરવા તેમને બોલાવવા બૂમ પાડી. શિષ્ય ગંગાને પેલે પાર ધ્યાનમાં હતો. ગુરુનો અવાજ સાંભળી તે દોડ્યો પણ ગંગા પાસે આવીને અટકી ગયો. કારણે ગંગામાં પૂર આવ્યું હતું તેણે વિચાર્યું ગુરુની કૃપાથી ભવપાર ઉતરી શકાતું હોય તો શું તે કૃપાથી ગંગાપાર નહીં થઇ શકે ? અને તેણે પૂરજોશમાં વહેતી ગંગામાં ઝંપલાવ્યું. આશ્ચર્યની વાત એ હતી કે જ્યાં જ્યાં તેના ચરણો પડતા ગયા ત્યાં ત્યાં એક કમળ મૂકાતું ગયું અને તે ગંગાપાર કરી ગુરુના ચરણોમાં પહોંચી ગયો. ગુરુપરના વિશ્વાસે તેને ગંગાપાર ઉતારી. ત્યારથી તેમનું નામ પદ્માચાર્ય પડ્યું.

પાંચ તત્વનું બનેલું માણસનું શરીર એ પરમાત્માનું રહેઠાણ છે. આપણે તેને પોતાનું માની લીધું છે. અને તેમાં પરમાત્માને બદલે વિકારોને બેસાડી દીધા છે. જો આપણા હૃદયમાં ભગવાનને બિરાજમાન કરવા હોય તો તેને નિર્મળ બનાવવું પડે. આપણે જે કંઇ કરીએ છીએ તે ધર્મ માટે કરીએ છીએ એવી શ્રદ્ધા હોવી જોઈ-. આપણે ધન કમાવીએ છીએ એ બધું જ આપણા ભોગ વિલાસ માટે નથી. ધર્મશાસ્ત્રોએ તેમના પાંચ ભાગ પાડ્યા છે. ધનનો એક ભાગ ધર્મ માટે દાન કરવો જોઇએ. એક ભાગ યક્ષ અને કીર્તિ માટે ખર્ચવો એક ભાગ સગા-સંબંધી અને મિત્રોને મદદ કરવા વાપરવો, એક ભાગ પોતાના કુટુંબીજનોના ભરણ-પોષણ માટે ખર્ચ કરવો અને એક ભાગ પોતાના સુખ સગવડ માટે વાપરવો જોઇએ મહર્ષિ ગૌતમ કમાણીનો છઠ્ઠો ભાગ ધર્મ કાર્યમાં વાપરવાનું કહે છે.

શ્રીમંત લોકોએ ગરીબોને મદદ કરવા પોતાના ધનનો થોડો ભાગ ખર્ચવો જોઇએ એજ રીતે ગૌરક્ષણ માટે પણ અમીર લોકોએ આગળ આવવું જોઇએ. ગૌમાતા આપણી જ નહીં પણ સમગ્ર સૃષ્ટિની પોષક છે. તે ઘાસ ચરે છે અને અમૃત આપે છે. ગૌવંશ હત્યા પર પ્રતિબંધ મૂકાવો જોઇએ. શ્રીમંત લોકો અને સંસ્થાઓએ ગૌશાળા શરૂ કરી ગૌ માતાના રક્ષણમાં પોતાનું યોગદાન આપવું જોઇએ.

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિએ સનાતન ધર્મના મૂળ સમા વેદોની સ્થાપના કરી ભગવાન લક્ષ્મીનારાયની પ્રાણ પ્રતિષ્ઠા કરી છે એ માટે તેમને ધન્યવાદ આપવા ઘટે. શારદાપીઠ દ્વારકા તરફથી ભવિષ્યમાં જે માર્ગદર્શનની જરૂર હશે તે હંમેશા મળતું રહેશે તેની હું ખાત્રી આપું છું.

# ધર્મમાં જ સુખ રહેલું છે

## ડો. વી.આર. ગૌરીશંકર (સી.ઇ.ઓ. શારદાપીઠ, સૃંગેરી)ના પ્રવચનનો સાર તા.૧૧-૫-૨૦૧૧

હું શારદાપીઠ, સૃંગેરીના પીઠાધિશ્વર જગદગુરુ શંકરાચાર્યના આદેશથી તેમના પ્રતિનિધિ તરીકે ત્રણ હજાર કિ.મી.નું અંતર કાપીને અહીં કચ્છમાં કેમ આવ્યો છું તેનું એક જ કારણ છે કે અહીં સનાતન ધર્મનું કામ કરનારા લોકો સનાતન ધર્મ માટે આટલી મોટી સંખ્યામાં એકઠા થયા છે. હું પણ સનાતની છું એ નાતે મારે આપના કામમાં સહયોગ આપવા આવવું જ જોઇએ. દરેક આત્મા પરમાત્માનો જ અંશ છે. વિષય વાસનાઓને વશ થઇને આત્મા ૮૪ લાખ યોનીમાં ભટક્યા કરે છે. દરેક જીવ માટે ત્રણ વાતો દુર્લભ છે. સૌ પ્રથમ તો તેને મનુષ્ય જન્મ મળવો એ દુર્લભ ઘટના છે. દરેક જીવના પોતાના કર્મ અનુસાર જન્મ ધારણ કરવાનું થાય છે. ઘણી યોનીમાં જન્મ લીધા પછી જીવનો મનુષ્ય જન્મ મળતો હોય છે. અને તેના દ્વારા તે પરમાત્મા સુધી પહોંચવાની તક મળતી હોય છે. ઘણા લોકો એ તકનો ઉપયોગ કરી શકતા નથી. વીરલ પુરુષો જ આ તકને ઝડપી લઇને મનુષ્ય જન્મને સાર્થક બનાવે છે.

મનુષ્ય જીવન મળ્યા પછી પણ સજ્જન પુરુષોની સંગતિ મળવી એ પણ દુર્લભ બાબત છે. સત પુરુષો અને સંતોનો સંગ મળે તો માણસને જીવનની યોગ્ય દિશા મળે અન્યથા તે સુકાન વિનાના વહાણ જેમ ભવસાગરમાં ભટક્યા કરે. આ સૃષ્ટિમાં સજ્જનોની કમી નથી પરંતુ જેના પુણ્યનો ઉદય થયો હોય ને પાપનો નાશ થયો હોય તેને જ સજ્જનોની સંગતિ સાંપડે છે. અને તેના જીવનમાં બદલાવ આવે છે.

મોક્ષ મળવો એ તો દુર્લભ છે જ પરંતુ મોક્ષ મેળવવાની ઇચ્છા થવી એ પણ દુર્લભ વાત છે. જન્મોજન્મના ચક્કરમાંથી મુક્તિ મેળવવાની ઇચ્છા થાય તો જ એ દિશામાં પુરુષાર્થ થાય અને મોક્ષને પામી શકાય. મોક્ષ એ પરમ આનંદની સ્થિતિ છે. પરમ સુખ અને શાંતિની સ્થિતિ છે. દરેક મનુષ્ય સુખ અને શાંતિ શોધે છે. પરંતુ તેને મળે છે ખરી ! એ એક પ્રશ્ન છે. સુખને શોધવાનો તેનો માર્ગ અને દિશા ભૂલ ભરેલા છે એટલે તેને સુખ પ્રાપ્ત થતું નથી.

માણસ મોટે ભાગે પૈસામાં સુખ શોધે છે પરંતુ ધનથી સગવડો ખરીદી શકાય સુખ અને શાંતિ ખરીદી શકાતા નથી. એટલે બધા જ પૈસાદાર સુખી જ હોય છે એવું બનતું નથી. સત્તા પ્રાપ્તિથી પણ સુખ મળી જાય એવું જરૂરી નથી. ઘણીવાર તો સત્તાધીશો વધુ અશાંત દેખાતા હોય છે. એટલે સુખ મેળવવાનો એ પણ સાચો માર્ગ નથી. શિક્ષણ પ્રાપ્ત કરવાથી પણ સુખ હાંસલ થતું નથી. આજનું શિક્ષણ ઝડપથી પરિવર્તન પામે. આજે મેળવેલું શિક્ષણ આવતી કાલે આઉટ ડેટેડ થઇ જશે એટલે એ પણ કાયમી સુખ આપી શકે નહીં.

સનાતનના ધર્મના શાસ્ત્રોમાં સ્પષ્ટ રૂપે કહેવાયું છે કે સુખ અને શાંતિ ધર્મ દ્વારા જ મેળવી શકાય છે. અધ્યાત્મ દ્વારા જ પરમ આનંદની પ્રાપ્તિ શક્ય છે. સંયુક્ત રાષ્ટ્ર દ્વારા યોજાયેલી વિશ્વધર્મ પરિષદમાં ભારતનું પ્રતિનિધિત્વ કરતાં મેં મારા પ્રવચનમાં સ્પષ્ટ રીતે કહ્યું હતું કે હું અહીં હિન્દુ તરીકે નહીં પણ સનાતની ધર્મી તરીકે આવ્યો છું અને એ પરિષદમાં મેં સનાતન ધર્મની વિશેષતાઓને વિશ્વ સમક્ષ મૂકી હતી. અને તેનાથી સૌ પ્રભાવિત થયા હતા.

સનાતન ધર્મમાં ગાયને માતા માનવામાં આવે છે. જન્મદાત્રી માતાની જેમ ગાય પણ સૌનું પોષણ કરે

છે. આજે આપણે ગાય પ્રત્યેનો દ્રષ્ટિકોણ બદલ્યો છે. આજે લોકો ગાયને માતાને બદલે વેચાઉ માલ માને છે. પરિણામે ગૌહત્યાનું પ્રમાણ વધ્યું છે. તે બંધ થવું જોઇએ.

જગદગુરૂ આદિ શંકરાચાર્યે સનાતન ધર્મના પુનરુત્થાન માટે ભગીરથ કામ કર્યું હતું. તેને ક્યારે ભૂલી શકાય તેમ નથી. તેમણે ચાર મઠ પૈકી પ્રથમ શારદાપીઠ - સૃંગેરીમાં સ્થાપ્યો હતો. એ માટેની એક પ્રચલિત વાત એવી છે કે આદિ શંકરાચાર્ય ફરતા ફરતા આ ક્ષેત્રમાં આવ્યા ત્યારે એમણે અહીં એક અદ્‌ભુત દ્રશ્ય જોયું. ધોમધખતા તાપમાં એક દેડકાના બચ્ચા એક નાગ પોતાની ફેણથી છાંયડો કરી રહ્યો હતો જેથી દેડકો તાપથી બચી શકે. પ્રાકૃતિક દુશ્મનો પણ જો પરોપકાર કરવા પ્રેરાતા હોય તો એ ક્ષેત્ર પાવન ક્ષેત્ર છે એટલે તેમણે એ સ્થાન પર શારદાપીઠની સ્થાપના કરી જેનો વિસ્તાર તે સમયે સૌરાષ્ટ્ર સુધી હતો. જરૂરિયાતમંદને મદદ કરવી એ જ સાચો ધર્મ છે અને કારણ વગર તેને નુકસાન કરવું એ અધર્મ છે એ સનાતન ધર્મની સ્પષ્ટ વ્યાખ્યા છે.

અહીં ઉપસ્થિત દરેક ભાવિકોનું હું જગદગુરુ શંકરાચાર્ય વતી શારદાપીઠ, સૃંગેરીના દર્શને આવવાનું નિમંત્રણ પાઠવું છું. જગદગુરુ વિમાનમાં મુસાફરી કરતા ન હોવાથી આટલા દૂરના અંતરે પહોંચવામાં તેમને મુશ્કેલી પડે તેમ છતાં ભવિષ્યમાં તેઓ ગુજરાત ભ્રમણ માટે પધારશે ત્યારે તેમને આ પાવન સ્થાનમાં પધારવા જરૂરથી વિનંતી કરીશ એવું વચન આપું છું. સનાતન ધર્મ માટે અહીં જે કાંઇ કાર્ય થઇ રહ્યું છે એ માટે સનાતન ધર્મપ્રેમી ભાઇબહેનોને અભિનંદન આપું છું અને આ કાર્યમાં શારદાપીઠ તરફથી સહયોગ આપવાની ખાત્રી આપું છું.

## જીવન કેરી નૈયા

મુજ જીવન કેરી નૈયાનું
સુકાન તમારે હાથ, પ્રભુ !
મોહ–માયાનાં ઉછળે મોઝાં
આ ભવાટવિના સિંધુમાં,
મઝધારે હું અટવાયો છું
સુકાન તમારે હાથ, પ્રભુ !...મુજ
હાલક ડોલક નૈયા મારી
આધાર તમારો નારાયણ,
તોફાન મહીં ફસાયો છું
સુકાન તમારે હાથ, પ્રભુ !...મુજ
જ્ઞાન ભકિતનાં કીધાં હલેસાં
સઢ કીધું મેં શ્રદ્ધાનું,
હું શરણ તમારે આવ્યો છું
સુકાન તમારે હાથ, પ્રભુ !...મુજ

## સત્સંગનો મહિમા

નારાયણનું સુમિરન કરીએ
સૌ ભાવ ધરીને સત્સંગમાં...
જીવન કેરું ચિંતન કરીએ
સૌ ભાવ ધરીને સત્સંગમાં...
સત્સંગથી અંધારાં જાશે,
સત્સંગથી અજવાળાં થાશે;
સાચું શું છે એ સમજાશે
સંતો કેરા પાવન સંગમાં......નારાયણ
આધિ વ્યાધિ સૌ દૂર થશે,
તન મનની ઉપાધિ ચૂર થશે;
ચિંતા સઘળી નિર્મૂળ થશે
અહીં એક ઘડીના સત્સંગમાં......નારાયણ
જૂઠી ભ્રાન્તિ જો ટળી જશે,
ભીતરની શાન્તિ મળી જશે;
જીવનમાં ભકિત ભળી જશે
રંગાઈ જઈશું હરિ રંગમાં......નારાયણ

# કેન્દ્રસ્થાનનું લક્ષ્ય

**શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન ખાતે તા.૧૨-૫-૨૦૧૧ના યોજાયેલી સત્સંગ સભામાં સ્વામી વૃંદાવન વિહારીદાસજીએ આપેલા માર્મિક પ્રવચનના અંશો અહીં આપવામાં આવ્યા છે**

આપણે સૌએ પ્રવચનો તો ઘણા સાંભળ્યા હશે પાયાનું કાર્ય કરવા લાગી જવાનું છે. આ મહોત્સવ પૂરો થયા પછી ઘેર જઇને આપણે શું કરવું એ વિચારવાનું છે અને આપણું લક્ષ્ય નક્કી કરવાનું છે.

આપણે સૌ પ્રભુના સંતાન છીએ હરિના જન કેવા હોવા જોઇએ અને કેવું જીવન જીવવું જોઇએ એ માટેની સંતોએ કહેલી આ પંક્તિઓ યાદ રાખવા જેવી છે.

હરિજન હોય તે હરિને ભજે
મદ્ય માંસ હરામ જેને નવ ખપે
જીભે રાત દિવસ પ્રભુને જપે

આપણે જાણીએ છીએ કે દારૂએ કેટલાય કુટુંબોનો દાટ વાળ્યો છે. દારૂ પીનારાના ઘરવાળા અને કુટુંબીજનોને પૂછીએ તો ખબર પડે કે દારૂએ કેવી ખાનાખરાબી સર્જી છે. ખરું પૂછો તો માત્ર દારૂ જ નહીં પણ તમાકુ સેવન સહિતનાં તમામ વ્યસનોને તિલાંજલિ આપવી પડશે.

મદિરાની સાથે માંસ પણ અભક્ષ્ય છે. તેને પણ ક્યારેય અડવું જોઇએ નહીં. ત્રીજી વાત તે હરામનું એટલે કે અનીતિનું ક્યારેય કમાવવું જોઇએ નહીં. ધર્મ અને નિતીથી કમાયેલુ ધન સુખ અને શાંતિ આપે છે. આપણા પુરાણોમાં પરધન પથ્થર સમાન અને પરસ્ત્રી માત સમાન ગણવામાં આવ્યા છે. માણસ તો માત્ર ધન કમાવાથી મોટો બનતો નથી પણ તેનું જીવન પણ નીતિમત્તાથી પૂર્ણ હોવું જોઇએ. સદાચારી અને સદ્‌ગુણી હોવું જોઇએ માણસ કેટલું જીવ્યો એ મહત્વનું નથી પણ એ કેવું જીવ્યો એ મહત્ત્વનું છે.

માણસના મુખમાં અને મનમાં સત હરિ નામનું સ્મરણ રહેવું જોઇએ. અર્જુનને જેમ પક્ષીની આંખ દેખાતી હતી તેમ આપણને પણ સનાતન ધર્મનું કાર્ય કરવાનું લક્ષ્ય નજર સામે હોવું જોઇએ.

આપણા સંતો શ્રી ઓધવરામજી, લાલરામજી અને વડીલો નારાયણજી બાપા શ્રી કેસરાબાપા અને રતનશીબાપાએ અથાગ પુરુષાર્થ કરીને સનાતન ધર્મના માર્ગે આપણને ચાલતા કર્યા છે. તેમને ક્યારેય ભૂલવા જોઇએ નહીં. તેમણે બતાવલો રાહ છોડવો જોઇએ નહીં. આપણા પૂર્વજોએ આપેલા સંસ્કારોને જાળવી રાખવા એ આપણું કર્તવ્ય છે.

કેન્દ્રસ્થાનમાં આવેલા ધર્મ ઉપદેશક અને માર્ગદર્શક સંતોના ઇષ્ટદેવ પણ લક્ષ્મીનારાયણ છે. કેમ કે સ્વામિનારાયણના ઇષ્ટદેવ પણ લક્ષ્મીનારાયણ છે. એટલે તેઓ તેમનાં ઇષ્ટદેવના કામ માટે અહીં આવ્યા છે. અત્યાર સુધી તેઓ આદિવાસીઓમાં કામ કરતા હતા અને હિન્દુઓને વટલાવીને અન્ય ધર્મમાં લઇ જતા લોકો સામે હિન્દુ સનાતન ધર્મને બચાવવાનું કાર્ય કરતા હતા હવે તેઓ અહીં રહીને સનાતન ધર્મનું કાર્ય કરશે. વેદો ઉપનિષદો અને ગીતાનું જ્ઞાન આપશે. એ માટે જરૂર જણાશે ત્યાં ધર્મ સભાઓ, શિબિરો, સેમિનારો યોજાશે. આપણે સૌએ જ્ઞાનગંગામાં સ્નાન કરી પાવન બનવાનું છે અને સનાતન ધર્મનો ધ્વજ હંમેશાં ફરકતો રાખવાનો છે.

# 'પરમતત્વને મેળવવા માટે એકલા હોવું જરૂરી છે'

- તેજાલાલ ડી. પટેલ, ગાંધીધામ

રાજકારણમાં ટોળાનો અને જીવનમાં ભીડનો કેવો અપરંપાર મહિમા છે. કોઇ રાજકારણી જાહેર સભામાં સંબોધવા આવે ત્યારે એની પહેલી નજર શ્રોતાઓના ટોળાં પર જાય છે. જો ટોળું મોટું હોય તો એને ભાષણ કરવાનો જુસ્સો જાગે અને ઝનૂન ચઢે છે. પણ ધાર્યા કરતાં ઓછા માણસો હોય તો એને ભાષણ કરવાની મજા આવતી નથી અને ઊંડે ઊંડે એક એવી દહેશત જાગે છે કે શું મારી લોકચાહનામાં ઓટ આવી ગઇ છે ? આમ એમનું રાજકીય અસ્તિત્વ ટોળાં પર નિર્ભર હોય છે.

બરાબર આવી જ પરિસ્થિતિ ભીડમાં જીવતા માણસની છે. માણસને ભીડનો એવો શોખ જાગ્યો છે કે ઉત્સવોને ભીડમાં પલટી નાખવાનું મુનાસીબ માન્યું છે. નવરાત્રિ વખતે ખેલૈયા ઓછા અને ભીડ ઘણી મોટી છે. સંતો અને સંપ્રદાયો પણ ભીડના આકર્ષણથી અલિપ્ત રહી શક્યા નથી. સંતત્વનું માપ એમની સભામાં ઉપસ્થિત શ્રોતાઓની સંખ્યા પરથી આંકવામાં આવે છે. પરિણામે ભીડ એકઠી કરવા માટે જુદા જુદા આયોજનો કરવા પડે છે. ભવ્ય પ્રસાદીથી માંડીને મોંઘી પ્રભાવના સુધીનાં આકર્ષણો ઊભા કરવા પડે છે. ગુરુના મહિમાની વાત છોડી ગુરુના ચમત્કારોની મોટી મોટી કથાઓ સમાજમાં વહેતી કરવી પડે છે. આમ દરેક સંપ્રદાય ભીડ ઊભી કરવા ચાહતો હોય છે. પોતાના સમાજમાં ભીડ એકઠી કરવા પ્રયાસ થાય છે અને સામાજિક સંગઠનો રચાય છે. એ જ રીતે ધર્મના ક્ષેત્રે પણ જુદા જુદા સંગઠનો ઊભા થાય છે. ભજન મંડળીથી માંડીને અધ્યાત્મકેન્દ્ર સુધીના સંગઠનો રચાય છે. સમય જતાં એવું બને છે કે ભજન મંડળીમાં માત્ર ધૂન રહે છે અને અધ્યાત્મકેન્દ્રમાં આપસી મેળા રહે છે અને આખર પોતે કયા અધ્યાત્મ મંડળનો, ગુરુનો કે સંપ્રદાયનો સભ્ય છે એનાથી પોતાની ઓળખ આપતો હોય છે. કેટલાક પદયાત્રીઓ માત્ર ચાલતા જ હોય છે. ત્યારે સવાલ જાગે કે આનાથી એમનામાં જીવન વિશે, ધર્મ વિશે, કે ઇશ્વર વિશે કોઇ નવું ચિંતન જાગ્યું હશે કે શું ? પરંતુ એમના જીવનને જોઇએ તો એમ જ લાગે કે ચાલવાના વ્યાયામ સિવાય એમણે કશુંય કર્યું નથી. પદયાત્રા સમયે સ્થાને સ્થળે ભજન-કીર્તન ગવાતા હોય, એકાંત શોધી પલાંઠીવાળી ધ્યાન લગાવતા હોય એવું ક્યાંય બને છે ખરું ? માત્ર આ એક ઔપચારિકતા બની જાય છે કે જેમાં વ્યક્તિ અમુક તિથિએ નીકળે અને અમુક ધર્મસ્થાને પહોંચે.

આ સઘળી પ્રવૃત્તિઓમાં જેનું લક્ષ્ય ચુકાય છે તે ધર્મ છે. પ્રવૃત્તિનો પ્રારંભ ધર્મના લેબલથી થાય છે પરંતુ સમય જતાં માત્ર લેબલ રહે છે અને એની ભીતરમાં મેળાઓ, ઉત્સવો અને સત્સંગો દ્વારા ઊભી થતી ભીડ જ રહે છે. ઘણી શ્રદ્ધાંજલિ સભામાં આ ગીત સાંભળ્યું હશે.

"એકલા આવ્યા જ મનવા, એકલા જવાના,
સાથી વિના સંગી વિના એકલા જવાના"

આપણે એકલને કિરતાર એકલો, એકલા રહીને ભેરું થાય છે બધાના આનો અર્થ તો સંગમાંથી નિઃસંગ તરફ જવાનો છે. ભીડમાંથી એકલતા તરફ જવાનો છે. એટલે કે લોકોના સંગમાં હોઇએ પરંતુ આપણું લક્ષ તો અસંગતતાનું હોવું જોઇએ. આથી ભીડમાંથી છૂટીને એકાંતમાં જવા ઇચ્છતી વ્યક્તિએ પહેલું કાર્ય તો પોતાના ભીતર તરફ દ્રષ્ટિ કેળવવાનું

છે. જેનાથી અંતરમુખતાની સાધના અને એકલતાને પોતાના હૃદયમાં જોતાં શીખવશે. બહારની ભીડમાં મિત્રો અને પરિચિત વ્યક્તિઓ હતી હવે આ અંતરયાત્રામાં કોઇ દોસ્ત કે વ્યક્તિઓ છે જ નહીં. એ હકીકત છે કે પરમનો સ્પર્શ મેળવવા માટે માણસે એકલા હોવું જરૂરી છે. એ એકલો હોય તો જ અંતરમાં અંતર્યામીને જોઇ શકે છે. અને અધ્યાત્મ પ્રકાશને માણી શકે છે. એ માર્ગે એકલો ચાલે ત્યારે જ એને એના આત્માની ઓળખ સાંપડે છે. અને એમાં પરમાત્મા શક્તિનો પ્રકાશ પેદા કરવાની ભાવના જાગે છે. આત્માનો દીવો પેટાવવા માટે વ્યક્તિએ પોતે જ પ્રયત્ન કરવાનો છે. બીજાના તેજથી ભીતરનો દીવો પ્રગટતો નથી. એને માટે તો દુનિયાની ભીડથી દૂર જવું જરૂરી છે. વ્યક્તિ એકલો પ્રયાસ કરશે તો જ એનામાં અંતર્મુખતા સંધાશે એને એ અંતમુર્ખતા છેક આત્મસાક્ષાત્કારના પરમ અને ચરમ ધ્યેય સુધી લઇ જશે. ત્યારે ભીડના સંગ વચ્ચે ઊભેલો માનવી અસંગતતા અનુભવશે. કબીરે કહ્યું છે તેમ કબીર ખડા બજાર મેં, સબકી પૂછે ખૈર - ના કિસી સે દોસ્તી, ના કિસે સે બૈર એ સ્થિતિનું સર્જન થશે માટે.

"તું તારા દિલનો દીવો થા ભાયા
કદી ઉછીના લેતો નહીં પારકા તેજ ને છાયા એ રે
ઉછીના ખૂટી જાશે ને ઉડી જાશે પડછાયા."

---

## આવો સત્સંગમાં

ભજવું નારાયણનું નામ,
એક ઘડી આવો સત્સંગમાં...

કરવું આત્માનું કલ્યાણ,
એક ઘડી આવો સત્સંગમાં...

જીવન છે પરપોટો, શાને ફૂલાવું ?
પળની પણ નહિ કોઈને જાણ...
એક ઘડી આવો સત્સંગમાં.......ભજવું

સત્સંગરૂપી નૈયા ભવસાગર તારશે,
સોંપવું હરિને સુકાન...
એક ઘડી આવો સત્સંગમાં.......ભજવું

મનડાંનો મેલ છે સત્સંગથી ધોવો,
દૂર થાય મનનું અજ્ઞાન...
એક ઘડી આવો સત્સંગમાં.......ભજવું

જીવ અને શિવ તો જુદાં નહિ કદી,
સત્સંગમાં મળી જાય જ્ઞાન...
એક ઘડી આવો સત્સંગમાં.......ભજવું

## નારાયણ બોલ

નારાયણ બોલ, લક્ષ્મીનારાયણ બોલ
બોલ, મનવા બોલ લક્ષ્મીનારાયણ બોલ...

આવો અવસર ફરી ફરી ન આવે,
વ્યર્થ શાને તું જીવતર ગુમાવે ?
જન્મ માનવ તણો, એ તો મોંઘો ઘણો
હીરા જેવો છે અણમોલ......નારાયણ

હરિનામ સદા હોઠો પર રાખજે,
એની મુરત તું રુદિયે કંડારજે;
કેમ ભૂલી ગયો......કેમ ભટકી ગયો ?
તેં તો દીધો એને કોલ......નારાયણ

આખી દુનિયા છે સ્વાર્થ ભરેલી,
તારો કોણ થશે અહીં બેલી ?
પ્રભુ સાચો સગો, દેતો ના એ દગો
એની પાસે હૈયું ખોલ......નારાયણ

તારું જીવન સુગંધી બનાવજે,
રાજી થાય પ્રભુ એવું ખીલાવજે,
કામ રૂડાં કરી દેજે ચરણે ધરી,
પ્રભુ કરશે એનો તોલ......નારાયણ.

# નવજાગૃતિનો નવતર કીમિયો

- પૂજ્ય મોરારિબાપુ

રામ રાજ્ય લાવવા માટે પ્રત્યેક વ્યક્તિ પોતાનું વ્યક્તિગત જીવન સુધારે. "સમાજ બગડી ગયો છે, સમાજ આવો થઇ ગયો છે, તેવો થઇ ગયો છે" તેમ બધા બૂમો પાડે છે. સમાજને સુધારવો બહુ કઠિન છે. પ્રત્યેક વ્યક્તિ પોતાનું વ્યક્તિગત જીવન સુધારે. એક વ્યક્તિ બીજાને તૈયાર કરે, બીજો ત્રીજાને તૈયાર કરે તો ધીમે ધીમે ઇશ્વરના માર્ગે આપણે જઇ શકીએ.

શેરડીનો આખો સાંઠો જેને ખાવો હોય અને ઉત્તરોત્તર મીઠાશ જોઇતી હોય તેણે સાંઠાને ટોચેથી ખાવાની શરૂઆત કરવી.

આપણે જાણીએ છીએ કે શેરડીનો સાંઠો ટોચેથી ઓછી મીઠાશવાળો હોય છે, નીચે જે થડ હોય છે એ વધારે મીઠું હોય છે. પણ નીચેથી ખાવાની શરૂઆત કરીશું, તો જેમ જેમ ઉપર જઇશું તેમ તેમ નીરસતા વધશે. મધુરતા ઓછી થશે અને છેલ્લે તો બિલકુલ મોળું લાગશે એટલે જેને આંખો સાંઠો ખાવો હોય એ નીચેથી શરૂઆત ન કરે, ઉપરથી ધીરે ધીરે નીચે આવે તો ઉત્તરોત્તર મધુરતા વધશે.

હા, એક વસ્તુ કહી શકાય કે જેને એક જ ટુકડો ખાવો હોય, તે વચ્ચેનો ભાગ કે મૂળનો ભાગ ખાય તો ચાલે.

જેને નવરાત્રિમાં જ ભક્તિ કરવી હોય, શ્રાવણ મહિનામાં જ ભક્તિ કરીને પછી અગિયાર મહિના મૂકી દેવી હોય એ વચ્ચેનો કે થડિયાનો ટુકડો ખાય તો ચાલે, પણ જેને સમગ્ર જીવન પ્રભુ માટે સમર્પિત કરવું હોય એ માણશે હંમેશાં ઉપરથી શરૂઆત કરવી જોઇએ અને જેણે આ રીતે આખો સાંઠો ખાધો હોય એને ખ્યાલ આવે કે એમાં ઉત્તરોત્તર મીઠાશ વધે છે.

આમ વધારે મીઠાશ લેવામાં એક ખતરો પણ છે. એક એક કાતળી પછી એક એક ગાંઠ આવે છે. એ ગાંઠને તોડવી પડે છે.

એમ જીવનમાં ઉત્તરોત્તર મીઠાશ મેળવવા માટે જીવનમાં આવતી વિપત્તિની એક એક ગાંઠને માણસે તોડવી પડે છે અને એ ગાંઠ મજબૂત દાંતવાળો જ તોડી શકે, ચોકઠાંવાળો ન તોડી શકે.

એટલે મજબૂત દાંતવાળાએ, એટલે કે યુવાન માણસે આ કાર્યક્રમ કરવો જોઇએ.

હું તો ત્યાં સુધી કહીશ કે પ્રત્યેક યુવાને જીવનને આ રીતે પ્રભુમય બનાવવા માટે વિપત્તિની ગાંઠ તોડતાં તોડતાં મધુરતાના મૂળ સુધી જવું જોઇએ અને મૂળ સુધી ગયા પછી એક મોટું કામ એ કરવાનું છે કે છેલ્લો ટુકડો ખાઇ નહીં જવાનો, છેલ્લી મીઠાશ જ્યારે આવે ત્યારે એ ટુકડો ખાવાનો નહીં, ભોગવવાનો નહીં એને કાપીને ગાંઠવાળા ટુકડાને જમીનમાં પાછો રોપી દેવાનો. એમાંથી શેરડીનો બીજો સાંઠો તૈયાર થાય.

એટલે કે, રામરાજ્યની પ્રેમરાજ્યની સ્થાપના કરવા માટે યુવાનો માણસો આગળ આવે, તેઓ રામાયણનું ચિંતન કરે આની બહુ જરૂર છે.

રામાયણને કેવળ ધાર્મિક ગ્રંથ માનશો નહીં. તે જીવન વિકાસનો ગ્રંથ છે. તે માનવીને માનવમાંથી મહાત્મા અને મહાત્મામાંથીય ઊંચેરા પદે લઇ જનારો ગ્રંથ છે માટે પ્રત્યેક યુવાન તેને અનુસરે.

આપણે ત્યાં સામાન્ય રીતે કથા ગોઠવાય છે ત્યારે તેનાં આમંત્રણો મોટા ભાગે સત્સંગ મંડળો, મંદિરો, આશ્રમો વગેરે જગ્યાએ મોકલાય છે. આ ઠીક છે પણ હવે એમ નથી લાગતું કે કથાના આમંત્રણો શાળા કોલેજોમાં પણ જવા જોઇએ ? સત્સંગ મંડળમાં ને આશ્રમોમાં તો સત્સંગ થાય જ છે, રોજ થાય છે અને છતાં કાંઇ ફેર પડ્યો નથી.

જે લોકો આવા કથા સત્સંગથી વિમુખ થતા જાય છે તેમને અભિમુખ કરવાની જરૂર છે. આ વસ્તુને આપણે યોગ્ય રીતે જો મૂકીએ અને બધામાં જે દબાયેલું પડ્યું છે તેને જો આપણે ખોલી શકીએ તો એક મોટી નવજાગૃતિ આ દેશમાં લાવી શકાય અને આ માધ્યમ દ્વારા ભગવતકથાઓ અને સાધુસંતો એક મોટું કામ કરી શકે.

# કૃષ્ણની છબી

- ગુણવંત શાહ



ચાલતી ટ્રેનમાં એક ટિકિટ ચેકરને ડબ્બામાં પડેલી જૂની અને ઘસાઇ ગયેલી એક બેગ મળી. એણે આજુબાજુ પૂછીને બેગના માલિકની શોધ કરી પણ માલિકની ભાળ ન મળી. એ બેગમાં કૃષ્ણની એક છબી હતી. છેવટે એણે બેગ ઊંચેથી બતાવીને પૂછ્યું, 'ભાઇ, આ બેગ કોની છે ?' એક વૃદ્ધ માણસ બોલ્યો, 'એ બેગ મારી છે.' 'ટિકિટ ચેકરે કહ્યું, 'તમારે સાબિતી આપવી પડશે.'

પેલા વૃદ્ધે બોખા સ્મિત સાથે કહ્યું : 'સાહેબ, એમાં કૃષ્ણની છબી છે. 'ટિકિટ ચેકરે કહ્યું : 'એમ ન ચાલે. કૃણની છબી તો કોઇ પણ રાખી શકે. તમે તમારી પોતાની છબી કેમ ન રાખી ? ઘણાં લોકો એવું કરતા હોય છે.'

વૃદ્ધે લાંબો નિસાસો નાખ્યો અને માંડીને વાત કરી. એણે બોલવાનું ચાલુ કર્યું : 'સાહેબ, મારી વાત ધ્યાનથી સાંભળો. મારા પિતાએ આ બેગ મને આપી હતી, ત્યારે હું નિશાળમાં ભણતો હતો. તે દિવસોમાં મને થોડીક રકમ પોકેટ-મની તરીકે મળતી હતી. એ વખતે મેં મારા માતપિતાની છબી આ બેગમાં રાખવાની શરૂઆત કરી હતી.'

હું જયારે કુમારાવસ્થામાં હતો ત્યારે મારા સારા દેખાવ પર ખૂબ ખુશ હતો. તે અવસ્થામાં મેં મારાં માતાપિતાની જગ્યાએ મારી છબી મૂકવાનું શરૂ કર્યું. વારંવાર હું કાળા વાળથી શોભતા મારા ચહેરાને નિરખ્યા કરતો. વર્ષો બાદ મારાં લગ્ન થયાં. મારી પત્ની ખૂબ સુંદર હતી. મેં મારી છબીની જગ્યાએ મારી પત્નીની છબી મૂકી દીધી અને વારંવાર એ છબીને નિહાળ્યા કરતો.

મારે ત્યાં પ્રથમ બાળકનો જન્મ થયો ત્યારે મારા જીવનમાં એક નવા પ્રકરણની શરૂઆત થઇ. હું નોકરી પર થોડો મોડો જતો અને સમય પહેલાં ઘરે આવી જતો. મારી બેગમાં મારા વહાલા બાળકની છબી જોતો રહેતો.

વાત કરતી વખતે એ વૃદ્ધ માણસની આંખમાં આંસુ છલકાયાં એણે ફરીથી વાત આગળ ચલાવી અને કહ્યું : 'મારાં માતાપિતા મૃત્યુ પામ્યાં. ગયે વર્ષે મારી પત્ની આ દુનિયા છોડીને ચાલી નીકળી. મારો એકનો એક પુત્ર ખૂબ જ કામમાં રહે છે. તેને તો મારી સામે જોવાની ફુરસદ નથી મળતી. જીવનમાં જે જે બાબતો મારા હૃદયની સમીપ હતી તે બધી દૂર દૂર ચાલી ગઇ. હું હવે બેગમાં કેવળ કૃષ્ણની જ છબી રાખું છું.

હવે મને મોડે મોડે સમજાયું છે કે કૃષ્ણ જ માણસનો સનાતન સખા છે. જો આ વાત મારી સમજમાં વર્ષો પહેલાં આવી ગઇ હોત તો ! મેં મારાં સ્વજનોને જેટલો પ્રેમ કર્યો, તેટલો જ પ્રેમ મેં કૃષ્ણને કર્યો હોત તો આજે હું આટલો એકલો ન હોત.

ટિકિટ ચેકર વૃદ્ધ માણસની વાત સાંભળીને મૌનમાં સરકી પડ્યો. એણે એ વૃદ્ધને પેલી બેગ આપી દીધી. જયારે ટ્રેન પછીના સ્ટેશને ઊભી રહી ત્યારે ટિકિટ ચેકર પ્લેટ ફોર્મ પર આવેલી પુસ્તકની દુકાને ગયો અને બોલ્યો : 'તમારી પાસે કૃષ્ણની છબી છે ?' મારે એ બેગમાં મૂકવી છે.'

# विष्णु की उत्पत्ति एवं विविध रुप



हमारे पुराणों और स्मृतियों में ही नहीं, वेदों में भी स्पष्ट रुप से कहा गया है कि भगवान विष्णु ही सम्पूर्ण ब्रह्माण्ड, पृथ्वी, आकाश और अन्तरिक्ष के निर्माता एवं रक्षक हैं । उन्हें पराजित कर सकने वाला अथवा उनसे बड़ा संपूर्ण सृष्टि में कोई नहीं । जगतपिता ब्रह्मा जी विष्णु के प्रसाद का मूर्तिवान रुप हैं और इस प्रकार सूक्ष्म रुप में श्री विष्णु ही ब्रह्मा के रुप में रजोगुण का सहारा लेकर संसार की रचना में प्रवृत्त रहते हैं । भगवान शिव-शंकर श्री विष्णु के रोद्र रुप की प्रतिमूर्ति हैं तथा उनके निर्देशित मार्ग का अनुशरण कर संहार के अपने कर्म की आपूर्ति करते हैं । महाभारत कहती है 'शिवजी एवं ब्रह्माजी सभी देवों में श्रेष्ठ हैं क्योंकि ये भगवान विष्णु के रोद्र एवं प्रसाद से प्रकट हुए है इस प्रकार शिव भी विष्णु के अंश है और ब्रह्माजी भी ।'

**श्री विष्णु की उत्पत्ति अर्थात साकार रुप धारण :**

लगभग सभी धर्म मानते हैं कि इस सम्पूर्ण ब्रह्माण्ड के अस्तित्व में आने के पूर्व भी एक दिव्यशक्ति का अस्तित्व था । इस दिव्य शक्ति को ही हिन्दू धर्म में परमब्रह्म परमात्मा, ईसाई धर्म में गाड (God) और इस्लाम में अल्लाह (Allaha) कहा गया है । उस समय न पृथ्वी न आकाश, न सूर्य था और न ही अंतरिक्ष, न दिन थी न रात और न ही जीवन या मृत्यु जैसी सांसारिक कियाएं ही थी । सम्पूर्ण ब्रह्माण्ड एक महाशून्य था और इस शून्य में स्थिति थी परमात्मा नामक वह शक्ति । इस निराकार परमात्मा ने स्वयं अपने आपको निराकार से साकार रुप देने हेतु स्वेच्छा से एकाग्र होकर स्वयं विष्णु के रुप में आकार लिया और ब्रह्माण्ड को अव्यक्त से व्यक्त एवं निराकार से साकार रुप देने की प्रक्रिया प्रारम्भ की । साकार रुप ग्रहण करने के बाद श्री विष्णु ने पंच तत्त्वों- आकाश, वायु, पृथ्वी, जल और अग्नि रुप में सूर्य- को उत्पन्न किया । इन पंचतत्त्वों ने स्वयं क्रिया-प्रतिक्रिया से उनमुख होकर विविध रुप धारण किए और इस रुप में पृथ्वी, आकाश, विभिन्न ग्रह-नक्षत्रों, चांद-तारों और सम्पूर्ण ब्रह्माण्ड का रुप धारण किया । स्वर्ण के सदृश्य चमकीले सुनहरे रंग का अन्नत विराट यह पिण्ड एक हजार दिव्य वर्षो तक कारणाब्धि जल के सागर में पड़ा रहा । भगवान विष्णु निराकार से साकार रुप धारण कर चूके थे और ब्रह्माण्ड भी अस्तित्व में आ चुका था परन्तु अभी सब कुछ स्पन्दनरहित एवं जीवन विहीन था ।

**श्रीविष्णु द्वारा देवों और संसार की उत्पत्ति :**

पारब्रह्म परमात्मा श्री विष्णु के रुप में निराकार से साकार रुप धारण कर चुके थे तथा विविध लोकों की रचना भी हो चूकी थी परन्तु भगवान विष्णु के अतिरिक्त जीवन का कोई चिह्न न था । न तो देवता ही थे और न ही देत्य, फिर मानव और अन्य जीव धारियों का तो प्रश्न ही नहीं उठता । साकार रुप धारण करने के बाद पारब्रह्म परमेश्वर श्री विष्णु को यह एकांत खलने लगा । अपने एकांत भेदन हेतु श्री विष्णु ने स्वयं इस कारणाब्धि जल के सागर में प्रवेश किया और एक द्वीप पर आराम करने लगे । श्री विष्णु की इच्छा से उनकी नाभि से एक कमल के पुष्प की उत्पत्ति हुई । यह कमल सहस्त्रों सूर्यो के प्रकाश से भी अधिक देदीप्यमान, अत्यन्त विशाल एवं अमरता के गुणों से परिपूर्ण था । इस कमल पुष्प की स्वधा एवं भगवान विष्णु की अनुकम्पा से कमल के मध्यभाग में ब्रह्मा जी का अविर्भाव हुआ । भगवान विष्णु ने ब्रह्मा जी की उत्पत्ति सृष्टि में जीवन के निर्माण हेतु के थी अत: श्री विष्णु की आज्ञा और अनुकम्पा से श्री विष्णु के तेज से उत्पन्न ब्रह्माजी ने सृष्टि की रचना का कार्य अपने हाथ में ले लिया ।

वनस्पति एवं जीवों की उत्पत्ति का कार्य ब्रह्मा जी ने प्रारम्भ कर दिया । प्रत्येक जीव में भगवान विष्णु से प्राप्त शक्ति के सूक्ष्मतम भाग का कुछ अंश भी ब्रह्मा जी स्थापित करते हैं और यही होती है किसी भी पेड़-पौधे, जलचर-नभचर, मानव एवं पशुओं की जीवन शक्ति । यही कारण है

कि जीवन की इस अलौकिक एवं अगोचर शक्ति को आत्मा कहा जाता है, क्योंकि मूलरुप से तो यह परमात्मा का ही अंश है । जीवन के निर्माण की प्रक्रिया प्रारम्भ होने के साथ ही सभी जीवों का एक निश्चित अन्तराल के बाद उस अखण्ड ज्योति में मिल जाना भी आवश्यक है क्योंकि नए आने वालों के लिए पुरानों ने-जो आयु भोग चुके हैं- स्थान रिक्त करना ही होता है । जिस प्रकार श्री विष्णु ने उत्पत्ति और निर्माण के कार्य के लिए स्वयं अपने अंश और स्वयं में उपस्थित रजोगुण से ब्रह्मा जी की उत्पत्ति की थी उसी प्रकार अपने तमोगुण एवं क्रोध के समागम से भगवान भोले शंकर को उत्पन्न किया । अब इन तीनों ही देवों ने सृष्टि के निर्माण, पालन और संहार के अपने अपने कर्मो को सम्भाल लिया । विष्णु से उत्पन्न श्री विष्णु के ही अंश जगदपिता ब्रह्मा जी निर्माण के नियन्ता है, स्वयं श्रीविष्णु संसार के पालनकर्ता एवं भोले भण्डारी श्री शिव शंकर संहार के नियंत्रक हैं ।

**कथा का महत्व एवं जीवन पर प्रभाव :**

भगवान विष्णु, उनके त्रिदेव रुप ब्रह्मा-विष्णु-महेश और संसार की उत्पत्ति की इस पावन और कल्याणकारी कथा को जो व्यक्ति सुनता है, पढता है अथवा दूसरों को सुनाता है वह अनेक यज्ञों से प्राप्त होने वाले पुण्य का भागी बनता है । जो साधक इस कथा का भक्तिभावपूर्वक अध्ययन-मनन कर अपने हृदय में बसा लेता है, वह अनेक पापो और दुष्कर्मो से स्वयं ही मुक्ति पा जाता है । प्रत्येक जीव में ईश्वर के अंश का उसे अनायास ही दर्शन होता रहता है अतः हिंसा तो वह कर ही नही सकता, जीवदया और निर्बलों की रक्षा उसका स्वाभाविक गुणधर्म बन जाता है । यही नहीं, सम्पूर्ण ब्रह्माण्ड को अपना परिवार, प्रत्येक जीव में अपने उपास्य भगवान विष्णु का अंश और प्रत्येक को ही अपने जैसा देखने-समझने के कारण क्रोध, लोभ और धृणा जैसे विकारों से उसे स्वयं मुक्ति मिल जाती है । इस प्रकार बिना किसी विशेष उपासना-आराधना, धार्मिक अनुष्ठान के आयोजन और धर्म शास्त्रों के अध्ययन के ही न केवल वह जीवन भर सुखी और संतुष्ट रहता है जीवन की पूर्णाहूति के पश्चात उसे प्रभु के चरणों में सहज ही स्थान भी मिल जाता है । प्रभु के जीवों से प्रेम करने वाला प्रभु को स्वयं अपने आप से भी प्रिय होता है यह भागवद एवं पुराणों में अनेक स्थानों पर स्वयं भगवान अपने मुखार-बिन्दु से कहते हैं ।

**विष्णु शब्द का अर्थ, अभिप्राय एवं उद्‌गम :**

परमपिता का नाम वेदों और पुराणों में विष्णु कहा गया है जो निरर्थक या रुढ नहीं, ईश्वर की सर्वव्यापकता के गुण के कारण ही उसे श्रीविष्णु नाम दिया गया है । देवभाषा संस्कृत के क्रिया वाचक शब्द 'विश्' में ण एवं उ को समाविष्ट कर शब्द विष्णु की रचना की गई है । विश् का धातु (क्रिया वाचक शब्द) के रुप में अर्थ होता है प्रवेश करना या प्रविष्ट होना । संसार के सभी प्राणियों मे - जीवधारियों एवं वनस्पतियों में, देवों और दानवों में, मानवो एवं गन्धर्वो मे, जो गोचर हैं उनमें भी और जो अगोचर है उनमें भी - परम पिता परमात्मा का अंश समाहित है । इस प्रकार परमपिता परमात्मा ब्रह्माण्ड की सभी वस्तुओं में प्रविष्ट होकर उन्हें धारण करते हैं, उनका पालन पोषण करते है और इसी कारण उन्हे श्री विष्णु का नाम दिया गया है । प्रकृति और ब्रह्माण्ड में सर्वत्र व्यापक-अपने सूक्ष्म रुप में प्रवेश किए हुए- श्री विष्णु को कणकण में देखना और अनुभव करना ही उनकी सच्ची आराधना है । यह सर्व व्यापक परमब्रह्म ही इस सृष्टि का रचियता, पालक और हननकर्ता है । जब तक भगवान विष्णु अपने सूक्ष्म अंश रुप में जीव में समाविष्ट रहते है जीव जीवित रहता है और इस अंश के निकल जाते ही जीव के जीवन का अंत हो जाता है । अपने इस विशिष्ट गुण और शक्ति के कारण ही भगवान विष्णु को विष्णु कहा जाता है । अपने इस गुण के कारण ही जहां श्री विष्णु जगत के पालनकर्ता हैं वही उत्पत्तिकर्ता और संहारक भी । सर्व व्यापक, कणकणवासी भगवान विष्णु के उन्मेष मात्र से सृष्टि में रचना होती है तो निमेष मात्र से प्रलय, यद्यपि स्थूल रुप से इन कर्मो के लिए उन्होंने अपने एक अंश से ही ब्रह्मा जी एवं शिव शंकर की भी उत्पत्ति की हुई है । यद्यपि सभी कार्यो के आदि, मध्य और अंत भगवान विष्णु द्वारा ही संचालित हैं परन्तु उनका प्रमुख कर्म प्रत्येक जीव में अपने अंश का प्रवेश है और यही कारण है कि पारब्रह्म परमेश्वर के अहस्त्राधिक नामों में सबसे प्रमुख और प्रचलित नाम श्री विष्णु ही हैं ।

- संकलन : क.वि. पटेल

# આનંદના ધ્યાનની પદ્ધતિ

પ્રભાતકાળે ભગવાનનું ધ્યાન સ્વાભાવિક જ થવું જોઈએ. એ સમયે સ્વાભાવિક જ વૃત્તિઓ સાત્ત્વિક હોય છે; હવામાં શાંતિ હોય છે. આ હવા ધ્યાન કરવા માટે ઉપદેશ આપે છે. ગંગાજી પાસે સ્વાભાવિક શાંતિ મળે છે. એમનું દર્શન મદદરૂપ થાય છે. ચારે બાજુ વન અને પર્વત નજરે પડે છે. અહીં સાધુ લોકો ભજન ધ્યાન કરતા હોય છે. ઋષિ મહાત્માઓ વનમાં ભજન ધ્યાન કરતા હતા અને કરતા હોય છે. વડની છાયા બધી છાયાઓમાં ઉત્તમ છે. ગંગાજીની રેતી પણ પવિત્ર છે. બધા સાધનો પવિત્ર છે. ગંગાજીનો તટ, ઉપર વડ, એમાં સ્વાભાવિક ધ્યાન થવું જોઈએ. એમાં બે વસ્તુઓ અવરોધક બને છે. ઊંઘ અને વિક્ષેપ. વિક્ષેપના નાશને માટે નામ-જપ અને આળસને દૂર કરવાને માટે વિવેક છે. સત્સંગમાં જે વાતો સાંભળવામાં આવે છે, મહાપુરુષો પાસેથી ગીતાના ભાવો સાંભળીને મનન કરવાથી ઊંઘ આવતી અટકાવી શકાય છે. આળસ-પ્રમાદની તેમાં શક્યતા રહેતી નથી. અહીંની હવામાં ભારે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને શાંતિ મળે છે. શાંતિની ભાવના કરવાથી શાંતિ મળે છે. મને તો પ્રત્યક્ષ શાંતિ મળે છે.

સુગમ હોય એવું આસન પહેલાં લગાવવું જોઈએ. પગમાં તકલીફ પેદા થાય તો આસન બદલી નાંખવું જોઈએ. પરસ્પરનો સ્પર્શ કરવો નહીં, એનાથી વિક્ષેપ પેદા થાય છે. પરમાત્મામાં મારી હંમેશ માટે સ્થિતિ થાય એવો ભાવ કરવો જોઈએ. પરમાત્મતત્ત્વને સમજવાથી પ્રાપ્ત થઈ જઈશ, મુક્તિ મળી જશે. અહીં કોઈ માનવ સમૂહ નથી, ઘોંઘાટ નથી. આળસ આવે તો આંખો ખુલ્લી રાખવી, તે સિવાય આંખો બંધ રાખીને ધ્યાન કરવું જોઈએ. મનના સંકલ્પોને રોકવા એ મનને સ્થિર કરવું છે. મન સંકલ્પરહિત થઈ જાય પછી તેમાં વિચારો રહેતા નથી. ચિંતનનો કોઈ હેતુ રહેતો નથી. સ્ફુરણા રહિત થવું જોઈએ.

સંસાર સ્વપ્નવત્ છે. સ્વપ્નમાં જે દેખાય છે તે કોઈ કાળે, કોઈ સ્થળે હોતું નથી, ફક્ત એક સચ્ચિદાનંદ પરમાત્મા સર્વત્ર વ્યાપી રહેલો છે. નારાયણનો ઉચ્ચાર કરીને સમજવું જોઈએ કે તેના વિના બીજું કંઈ જ નથી. આનંદ કહેતાં આનંદનું ધ્યાન કરવું જોઈએ. તે સમયે મસ્ત થઈ જવું જોઈએ. આનંદ કહેતાં આનંદ વધી જાય છે. એનો પ્રત્યક્ષ અનુભવ કરવો જોઈએ.

**યુઞ્જન્નેવં સદાઽત્માનં યોગી વિગતકલ્મષઃ ।**
**સુખેન બ્રહ્મસંસ્પર્શમત્યન્તં સુખમશ્નુતે ॥**
**(ગીતા : ૬/૨૮)**

તે પાપ રહિત યોગી આવી રીતે સતત આત્માને પરમાત્મામાં જોડીને સુખપૂર્વક પરબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિરૂપ અનંત આનંદનો અનુભવ કરે છે.

પ્રત્યક્ષ જોતાં આ કંઈ મુશ્કેલ જણાતું નથી, આનંદના ધ્યાનથી આનંદ મળતો હોય છે. આનંદમય પૂર્ણાનંદ, આનંદ જ આનંદ. અહા ! કેવો આનંદ છે ! આ શબ્દના ઉચ્ચારણથી એમ લાગે છે જાણે તેનું પૂર આવ્યું છે. આપણા અંદર-બહાર સર્વત્ર આનંદ જ આનંદ વ્યાપ્ત છે.

**બહિરન્તશ્ચ ભૂતાનામચરં ચરમેવ ચ ।**
**સૂક્ષ્મત્વાત્તદવિજ્ઞેયં દૂરસ્થં ચાન્તિકે ચ તત્ ॥**
**(ગીતા : ૧૩/૧૫)**

તે ચરાચર બધા ભૂતોની અંદર-બહાર, પરિપૂર્ણ છે અને ચર-અચરરૂપ પણ તે જ છે, અને તે સૂક્ષ્મ હોવાથી અવિજ્ઞેય છે તથા વધારે નજીક અને દૂર પણ તે જ સ્થિત છે.

આ સંસાર પરમાત્માનું સ્વરૂપ છે. ચર-અચર બધામાં પરમાત્મા રહેલો છે. ખરેખર પરમાત્મા અનાદિ અને નિત્ય છે, એમ સમજવું જોઈએ. સંસાર અને શરીર જે અનુભવાય છે, તેને અનિત્ય સમજીને એનો ત્યાગ કરવો જોઈએ.

જુઓ કેવી શાંતિ છે, પ્રસન્નતા છે, અલૌકિક આનંદ છે. મન, ઈન્દ્રિય, રોમરોમમાં અલૌકિક ચૈતન્ય છે. એ પરમાત્માનું સ્વરૂપ છે.

અહીં ઠંડો મંદ સુગન્ધિત વાયુ વાય છે, એ

સારી નિશાની છે. ચારે બાજુ શાંતિ વ્યાપેલી છે. શાંતિ ભગવાનનું સ્વરૂપ છે. એટલા માટે અનેક સ્થળે કહેવામાં આવ્યું છે - **'સ શાન્તિમધિગચ્છતિ'** શાંતિમાં જો વધારો થાય તો એમ માનવું જોઈએ કે ભગવાનને પામવાનું કંઈક સાધન થઈ રહ્યું છે.

**પ્રસન્નતા** - બીજી ચીજ પ્રસન્નતા છે. શાંતિ પછી પ્રસન્નતા મળે છે, આનંદ થાય છે, સુખ મળે છે.

પરમાત્માનું સ્વરૂપ શાંતિપ્રદ અને આનંદસ્વરૂપ છે. ભગવાન જે ચેતન સ્વરૂપ છે તે સુખમય છે. જ્ઞાન સ્વરૂપ છે. આનંદરૂપ છે. આવી રીતે ધ્યાન કરવું, પરમાત્મામાનું ધ્યાન જ ધ્યેયની પ્રાપ્તિ કરાવે છે. શાસ્ત્રો અને મહાત્માઓએ કહેલા અને મન વડે ચિંતવેલા સ્વરૂપનું જ ધ્યાન કરવામાં આવે છે.

વાદળમાં આકાશ અંદર-બહાર બધે વ્યાપ્ત છે, એવી રીતે પરમાત્મા પણ બધે વ્યાપ્ત છે. આકાશ જેમ અંનત છે, એવી રીતે બ્રહ્મ પણ અનંત છે. આકાશની પણ સીમા હોય છે, પરંતુ ભગવાનનો અંત નથી. આકાશનો તો અમુક સમયે અંત થતો હોય છે, પરંતુ ભગવાન સત્ય છે, નિત્ય છે, આકાશ જડ છે, અને પરમાત્મા ચેતન છે. આકાશ શૂન્ય છે, પરમાત્મા આનંદમય છે. એકાંતમાં આનંદનો ભાવ કરવો, વાણીથી આનંદનો ઉચ્ચાર કરવો, બુદ્ધિથી નિશ્ચય કરવો કે બધે આનંદ જ આનંદ છે, તે આનંદ જ ચેતન છે. મનથી આનંદનું એવું મનન કરવું કે પોતાને ભૂલી જવાય. શરીરનું ભાન ન રહે, પછી બધે આનંદ જ આનંદ રહેશે. વાણીમાં અને મનમાં બંનેમાં આનંદના સમુદ્રના મોજાં ઉછાળવા લાગશે. આવો ભાવ કરવાથી પ્રત્યક્ષ આનંદ અનુભવાય છે. ખરેખર આનંદ છે, એટલા માટે આનંદનો અનુભવ થાય છે. ખરેખર આનંદ છે, એટલા માટે આનંદનો અનુભવ થાય છે. ખરેખર એ આનંદ પૂર્ણ છે.

**ૐ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્ પૂર્ણમુદચ્યતે ।**
**પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ॥**

તે સચ્ચિદાનંદઘન પરબ્રહ્મ પુરુષોત્તમ બધી રીતે સદા સર્વદા પરિપૂર્ણ છે. આ જગત પણ એ પરબ્રહ્મથી જ પૂર્ણ છે. કેમ કે એ પૂર્ણ પુરુષોત્તમથી જ પેદા થયેલું છે. આમ પરબ્રહ્મની પૂર્ણતાથી જગત પૂર્ણ છે, એટલા માટે પણ તે પરિપૂર્ણ છે. એ પૂર્ણ બ્રહ્મમાંથી પૂર્ણને લઈ લેવામાં આવે છતાં તે પૂર્ણ જ બાકી રહે છે.

પરમાણુરૂપમાં, વાદળરૂપે, બિંદુરૂપે, બરફરૂપે, બધે પાણી જ પાણી છે એવી રીતે એ ચિન્મય પરમાત્મા જ પરમાત્મા છે એમ સમજીને એનું ધ્યાન કરવું, આનંદનો અનુભવ કરવો, તેનાથી પ્રત્યક્ષ શાંતિ અને જ્ઞાનનો અનુભવ થશે. એની પાસે તો આનંદ જ આનંદ બાકી રહે છે. આવી સ્થિતિ સત્સંગથી, વૈરાગ્યથી, ઉપરતિથી, જપથી અને ફરી ફરી આવું કરવાથી વધે છે.

આ ચાર વસ્તુઓની જરૂરત છે - વૈરાગ્ય, સત્સંગ, ઉપરતિ અને નામજપ, જે જે વસ્તુઓમાં આપણે રાગનો અભાવ અનુભવીએ છીએ, રાગનો અભાવ થતાં જ વૈરાવ્ય અને પછી ઉપરામતા થાય છે, પછી પરમાત્માનું ધ્યાન આપોઆપ થવા લાગે છે. આમ એકાંતમાં બેસીને નામજપ કરવાથી આપણું મન શુદ્ધ-પવિત્ર થઈને તન્મય થઈ જાય છે, એટલા માટે શાંતિથી ધ્યાન કરતાં આળસ અને વિક્ષેપ આવતા નથી.

પ્રભુનું આ એવું આનંદમય સ્વરૂપ છે. આનંદ જ આનંદ છે. વિચાર કરીને જુઓ, સર્વત્ર આનંદ જ આનંદ છે. આ જે આનંદ મળી રહ્યો છે તે પેલા આનંદ સમુદ્રની બુંદની છાયાનો અણુમાત્ર છે. આ આનંદ જ પરમાત્માનું રૂપ છે. સર્વત્ર આનંદ જ આનંદ છે. આનંદ, આનંદ, આનંદમય, આનંદમય, આનંદમય.

જેમ બરફના ટુકડાને ગંગામાં મૂકવામાં આવે અને તેની ચારે બાજુ પાણી જ પાણી હોય. બરફનો ટુકડો પણ પાણી જ છે. એવી રીતે આ સ્થિર શરીર બરફ જેવું છે. જળ સમાન પરમાત્મા આપણી ચારે તરફ છે. આકાશ નિરાકાર છે. વાદળની અંદર બહાર આકાશ છે. એવી રીતે આપણી અંદર-બહાર પરમાત્મા છે. પરમાત્મા ચિદાનંદઘન- વિજ્ઞાનાનંદઘન છે. આપણા શરીરમાં જ્ઞાન છે, એનાથી વધારે અંતઃકરણમાં અને એનાથી વધારે દ્દષ્ટાના સ્વરૂપમાં આ ચૈતન્ય છે. જેનો આત્મા પરમાત્માને પામી ગયો છે. જેના શરીર પર દુઃખ આવતાં જે વિચલિત ન થાય તે જીવન્મુક્ત છે. તે જીવતો હોય ત્યારે શરીરને કાપવામાં આવે તો પણ. દઝાડવામાં આવે તો પણ, કોઈ રીતે વિચલિત ન થાય, એ જીવન્મુક્તની પરીક્ષા છે.

# ધાર્મિક સામાજીક અને શિક્ષણની ચેતના જગાડતું કેન્દ્રસ્થાન

- શાસ્ત્રી શ્રીરંગસ્વામીજી

વેદોમાં જે ધર્મનું રહસ્ય વર્ણવેલું છે તેનું નામ સનાતન ધર્મ છે. આજે જેને દુનિયા હિન્દુ ધર્મ તરીખે ઓળખે છે પરન્તુ વાસ્તરમાં તેનું પ્રાચીન નામ છે "સનાતન ધર્મ" છે. આ સનાતન ધર્મના રહસ્યને સમજવા માટે શ્રીરામ-કૃષ્ણાદિક ભગવાનના અવતારો અને શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય આદિ મોટા મોટા આચાર્યો દ્વારા સમયે સમયે સંપ્રદાયોની સ્થાપના થઈ અને સંપ્રદાયોની સુવ્યવસ્થિત પરંપરા ટકાવી રાખવા માટે ધર્મગુરુઓની સ્થાપના થઈ. ધર્મગુરુઓના માર્યદર્શનથી સંપ્રદાયો સુવ્યવસ્થિત ચાલે અને સુવ્યવસ્થિત સંપ્રદાય હોય તો જ ધર્મને સમજી શકાય. અને ધર્મ સમજી શકાય તો જ ભગવાનને ઓળખી શકાય છે.

આજે ભારતભરમાં અનેક સંપ્રદાયો અનેક ધર્મગુરૂઓની પરંપરા જોવા મળે છે. પરન્તુ જ્યારે સંપ્રદાયની વાત કરીએ ત્યારે એવું સિદ્ધ થાય છે કે સંપ્રદાયોની સ્થાપનાનો યુગ અર્થાત્ આદિ જોવા મળે છે. પરન્તુ "સનાતન ધર્મ" એક વૈદિક ધર્મ છે. અનાદિ છે. તેથી આ ધર્મ સાર્વદિશિક છે. સર્વકાળમાં રહેલો સનાતન ધર્મ, માનવને સર્વદા આ લોકમાં જીવન જીવવાની કળાઓ શિખવતો આવ્યો છે. મોક્ષ આપતો આવ્યો છે. ધર્મને સમજવા માટે સંપ્રદાય અને ધર્મગુરુની આવશ્યકતા છે. આ ન્યાયે આજે સૌના ઈષ્ટદેવ ભગવાન શ્રીલક્ષ્મીનારાયણદેવનો સાક્ષાત્કાર અર્થાત્ અનુભૂતી કરાવવા માટે સનાતન ધર્મના પાયા અનાદિકાળથી વેદો દ્વારા નંખાયા છે, એ જ સનાતન ધર્મને અનુસરતા કડવા પાટીદાર સમાજના લોકો ખરેખર ભાગ્યશાળી છે, કે જેને મૂળ વૈદિક ધર્મની ઓળખ થઈને સર્વના ઈષ્ટદેવ શ્રીલક્ષ્મીનારાયણ દેવની ઉપાસના મળી છે.

**સનાતન ધર્મ - સાર્વકાલિક ધર્મ છે.**

સનાતન ધર્મની કયારે સ્થાપના થઈ એવો પ્રશ્ન ન થઈ શકે. કારણ કે આ ધર્મ સંપૂર્ણ વેદ કાલિન છે. તેથી જ આને વૈદિક ધર્મ કહેવાય છે. અને વેદ તો અનાદિ છે તો આ સનાતન ધર્મ પણ અનાદિ કહેવાય. સનાતન ધર્મ પહેલાં ન હતો, આજે છે, અને ભવિષ્યમાં આ ધર્મ નષ્ટ થઈ જશે એવું ક્યારેય બની શકે નહીં, કારણ કે આ ધર્મની સ્થાપના સંપૂર્ણ વેદ આધારીત છે. તેથી દરેક યુગમાં સનાતન ધર્મ માનવ સમાજને ઈશ્વરપ્રત્યે સન્મુખ કરતો આવ્યો છે. સતયુગ, ત્રેતાયુગ, દ્વાપર અને કળીયુગ આ ચારે યુગમાં માનવ સમાજ સનાતન ધર્મને અનુસરતો આવ્યો છે. આજે આ 'સનાતન ધર્મ'ને ટકાવીને વર્તમાનકાળમાં જો ઓળખ અપાવતો જો કોઈ સમાજ હોય તો કડવા પાટીદાર સમાજ છે. આ સમાજે અનેક કપરી પરિસ્થિતિઓનો વેઠીને સનાતન ધર્મની પરંપરા ટકાવીને રાખી છે અને ભવિષ્યમાં આ ધર્મની પરંપરા ટકી રહે તેના માટેના મજબુત પાયાઓ મજબુત નંખાઈ રહ્યા છે જે અતિ ગૌરવની વાત છે.

**સનાતન ધર્મ સાર્વદેશિક ધર્મ છે.**

આ સનાતન ધર્મ કોઈ એક દેશમાં હોઈ ન શકે. કારણ કે જેમ વેદ સાર્વદેશીક છે તેવી જ રીતે તેમાંથી ઉદ્ભવેલો સનાતન ધર્મ પણ સાર્વદેશિક છે. દૂનીયાના કોઈ પણ છેડે રહેતો માનવ આ સનાતન ધર્મને અનુસરીને સુખી થઈ શકે છે જે આજે પ્રત્યક્ષ જોવા મળે છે. ન કેવળ ભારતના તમામ પ્રાન્તોમાં પરન્તુ દૂનીયાના છેડે પહોંચેલા આ સમાજ ધર્મની ગૌરવવંતી વાત કરે છે અને રોજીન્દા જીવનમાં ધર્મનું અનુષ્ઠાન કેટલી સરળતાથી પાલન કરી એક ઉદાહરણ પુરુ પાડી સિદ્ધ કરે છે કે ધર્મ પાલન માટે કોઈ ખાસ દેશમાં રહેવું જરુરી નથી અર્થાત્ અમુક દેશમાં રહેવાથી જ ધર્મ પાળી શકાય એવો અમુક લોકોનો જે તર્ક છે તેને ખોટો કરી આ સનાતન ધર્મના અનુયાયીઓએ સાબિત કરી આપ્યું કે જે ધર્મ સાર્વદેશિક હોય તે કોઈ પણ દેશમાં રહીને સરલતાથી પાળી શકાય છે. અને એજ ધર્મ વૈદિક

કહેવાય, સાચો કહેવાય, એજ ધર્મ સનાતન કહેવાય જે ગમે જેવા દેશમાં, ગમે તેવી જગ્યાએ અથવા ગમે તેવી પરિસ્થિતીમાં જે સરળતાપૂર્વક પાલન કરી શકાય એ જ સનાતન ધર્મ હોઈ શકે.

**સનાતન ધર્મ - સર્વજીવ હિતાય છે.**

જે ધર્મ ન કેવળ માનવ જાતને પરન્તુ જીવપ્રાણી માત્રને સુખ આપે, શાન્તિ આપે, તન-મનના થાકને ઉતારે તેને જ સાચો ધર્મ કહેવાય. જે ધર્મના ઈષ્ટદેવ ભગવાન લક્ષ્મીનારાયણ છે, જે જીવ પ્રાણી માત્રના પરમ માતા-પિતા છે. જેમ આ લોકમાં માતા પોતાના બાળક પ્રત્યે પ્રેમ, કરુણા, દયા અને સર્વદા તેનું હિત ઈચ્છે છે. સતત બાળકની સંભાળ રાખે છે. પિતા જેમ બાળકનું વર્તમાન અને ભવિષ્ય ઉજળું કેમ બને તેની ચિંતા સેવે છે. તેવી જ રીતે સનાતન ધર્મના ઉપાસ્ય શ્રીલક્ષ્મીનારાયણ ભગવાન જીવ પ્રાણીમાત્રની ચિન્તા સેવે છે. આ લોકમાં અને પરલોકમાં સુખી રાખે છે. આપણે બધા ભગવાનના સંતાનો છીએ. આપણે શ્રીલક્ષ્મીનારાયણ ભગવાનને આપણા માતા -પિતા માનશું તો ચોક્કસ ઈષ્ટદેવ આપણી સંભાળ રાખશે.

**શ્રીલક્ષ્મીનારાયણ સનાતન સમાજની સેવાકીય પ્રવૃતિ**

આ સમાજ દરેક સમાજ માટે ઉદાહરણ રુપ એટલા માટે છે - કે કળીયુગમાં મોટામાં મોટો જો કોઈ ગુણ હોય તો સંપ છે. જયાં સંપ હોય ત્યાં સન્મતિ, સંપતિ અને શાન્તિ ચોક્કસ હોય છે. આજે આ લક્ષ્મીનારાયણ સનાતમ સમાજ - કડવા પાટીદાર જ્ઞાતિમાં સંપ દેખાય છે. દૂનીયાના દરેક પ્રાન્તોમાં રહેતા આ સમાજના લોકો આજે પણ એક થઈને રહે છે. સાથે મળીને રહે છે, સાથે મળીને સર્વજીવ હિતાયનું કાર્ય કરે છે. તેથી આ સમાજમાં સન્મતિ સંપતિ અને શાન્તિ દેખાય છે. તેથી જ મને કહેવાનું મન થાય છે કે આ સમાજ અન્ય સમાજ માટે શ્રેષ્ટ ઉદાહરણરુપ છે. એકતા જોવી હોય તો આવો આ સમાજના લોકો પાસે, માનવતા જોવી હોય તો આવો આ સમાજ પાસે અને જીવપ્રાણીમાત્રના હિતની વાત શિખવી હોય તો મળો આ સમાજના કોઈ પણ નાના મોટા સભ્યોને. આ સમાજના લોકોએ માનવ સમાજ માટે તો અનેક ક્ષેત્રે કાર્યો કર્યા છે. જેવાં કે શિક્ષણ માટે નિવાસી વિદ્યાલયો, આરોગ્ય ક્ષેત્રે સ્થાઈ હોસ્પિટલો અને સમયે સમયે વિનામુલ્યે આરોગ્ય કેમ્પ. ગામોગામ ફરતી આરોગ્ય મોબાઈલ સેવા. ગાયો માટે અનેક ગૌશાળાઓ અને સમયે સમયે ગૌચારાનું વિતરણ. કુદરત સર્જિત આપત્તિ હોય કે માનવ સર્જિત આપત્તિમાં દુઃખી પામેલા અસાહ્ય લોકો કે પશુ-પક્ષીઓને આર્થિક સહાય અને મનોબળ આપનાર આ સમાજના લોકોની અદ્વિતીય સેવા છે. કહેવાનું મન થાય કે આ સમાજ જેટલો વૈદિક ધર્મમાં અર્થાત્ મોક્ષ આપનાર ધર્મમાં આસ્થા ધરાવે છે એટલો જ માનવ ધર્મ, જીવદયા ધર્મ, દેશધર્મ અને દયાધર્મમાં આસ્થા ધરાવે છે. તેથી ધાર્મિક, સામાજીક અને શૈક્ષણિક પ્રવૃત્તિનો ત્રિવેણી સંગમનો સમન્વય જોવા મળે છે. પર્યાવરણના સંરક્ષણ માટે હજારોની સંખ્યામાં વૃક્ષારોપણ કરી દેશને લીલો બનાવવામાં બહુમોટું યોગદાન છે. આ સમાજના લોકો વ્યવસાયિક રીતે ખેતીથી જોડાયેલા છે તેથી અન્નદાતા કહેવાય અને હજારો એકરમાં પાક વાવીને ધરતીને લીલી બનાવીને અન્ન અને શુદ્ધપર્યાવરણ આપનાર આ સમાજ આજના દેશની અન્ન અને પર્યાવરણની કપરી પરિસ્થિતીમાંથી બહાર લાવવામાં આ કડવા પાટીદાર સમાજનો બહુ મોટો ફાળો છે.

વર્તમાન સમયમાં દેશલપર કચ્છ ખાતે જે શ્રીલક્ષ્મીનારાયણ મંદિરને કેન્દ્રસ્થાન રાખીને દેશ-વિદેશમાં ફેલાયેલા લોકો સુધી ધાર્મિક સંસ્કાર, માનવ સંસ્કાર, ભગવદ્ભક્તિ, દેશભક્તિનો સંદેશો પહોચાડવાનું અદ્વિતીય કાય થઈ રહ્યું છે. સાથોસાથ મનુષ્યના પોતાના માતા-પિતા, સમાજ, દરેક જીવપ્રાણી પ્રત્યે તેમજ પોતાના દેશ પ્રત્યે શું કર્તવ્ય છે ? શું ધર્મ છે ? તેનો બોધ અને સંદેશ આવા વિશાળ અને પવિત્ર કેન્દ્ર દ્વારા પ્રવૃત્તિ કરવામાં આવે છે. સમાજમાં નવી ચેતના જગાડીને દેશના વિકાશમાં બહુ મોટું યોગદાન આ કેન્દ્રસ્થાનેથી થઈ રહ્યું છે જે અતિ ગૌરવની વાત છે.

# શ્રી લક્ષ્મીનારાયણ શરણ

- હરિભાઈ કોઠારી

પરમાત્મ શક્તિ વિવિધ સ્વરૂપે વિશ્વમાં વિચરે છે. અનંત આકારો નિર્માણ કરનાર એ ચિત્‌શક્તિ પોતાના માટે પણ યથેચ્છ આકાર ધારણ કરે તેમાં કોઈ આશ્ચર્ય નથી. ક્યારેક પોતાની શક્તિથી તો ક્યારેક સન્નિષ્ઠ ભક્તોની ભક્તિથી ભગવાન આકાર લે છે. એક શાયરે બહુ સરસ કહ્યું છે :

**"ગોખથી હેઠે ઊતરો વહાલા,**
**ત્યાં તો પથ્થર લાગો છો;**
**માનવરૂપ ધરો છો ત્યારે,**
**કેવા સુંદર લાગો છો !"**

ક્યારેક શક્તિ પિતૃસ્વરૂપે અવતરે છે તો ક્યારેક માતૃસ્વરૂપે પ્રગટે છે. ભગવાન ગીતામાં કહે છે, "યે યથામાં પ્રપદ્યન્તે તાન્ તથૈવ ભજામ્યહમ્" લોકો જે ભાવથી મને ભજે છે તે સ્વરૂપે હું પ્રગટ થાઉં છું.

'ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ' એમ કહીને આપણે ભગવાનના યુગલ સ્વરૂપને બિરદાવીએ છીએ. સાગરમાં વસતા નારાયણ અને સાગરમાંથી પ્રાપ્ત થયેલી લક્ષ્મીનું યુગલ સ્વરૂપ અતિ વિલોભનીય છે. લક્ષ્મી સમુદ્રમંથનમાંથી પ્રાપ્ત થઈ, એવો પુરાણોમાં ઉલ્લેખ છે. સમુદ્ર રત્નાકર જ કહેવાય છે. શ્રીમન્નારાયણ પ્રેમસ્વરૂપ છે, તો લક્ષ્મી સુંદરતાનું મૂર્તિમંત પ્રતીક છે. લક્ષ્મી એટલે શોભા. નારાયણ લક્ષ્મીથી જ શોભે છે અને લક્ષ્મી પણ નારાયણને સમર્પિત થવામાં ગૌરવ અનુભવે છે. લક્ષ્મી સદા નારાયણને વફાદાર છે. નારાયણની સાથે આપણે ત્યાં આવેલી લક્ષ્મી દીર્ઘકાળ સુધી નિવાસ કરે છે, જ્યારે એકલી લક્ષ્મી આવી હોય તો તે ઝાઝું રોકાતી નથી.

હાથી પર બેસીને આવેલી લક્ષ્મી મહાલક્ષ્મી છે, તે સૌનું કુશળમંગલ કરે છે, જ્યારે ઘુવડ પર બેસીને આવેલી લક્ષ્મી, અલક્ષ્મી છે તે સૌને આંધળા બનાવે છે. પ્રામાણિકતાથી આવેલો પૈસો પ્રસન્નતા બક્ષે છે, જ્યારે પાપમાર્ગે આવેલો પૈસો પીડાનું કારણ બને છે.

વૈદિક સંસ્કૃતિએ કદી લક્ષ્મીને તુચ્છ માનવાની ભૂલ કરી નથી. ભારતીય વિચારધારા તો લક્ષ્મીને મા ગણીને ધનતેરસે તેની પૂજા કરે છે. વૈદિક ઋષિએ તો લક્ષ્મીને ઉદ્દેશીને 'શ્રીસૂક્ત' ગાયું છે :

**"ॐ महालक्ष्मी च विद्महे**
**विष्णुपत्नी च धीमहि ।**
**तन्नो लक्ष्मी प्रचोदयात् ॥**

અર્થાત્ 'મહાલક્ષ્મીને હું જાણું છું (જે) વિષ્ણુપત્નીનું ધ્યાન ધરૂં છું, તે લક્ષ્મી અમારા મન-બુદ્ધિને પ્રેરણા આપે.'

'સોયના કાણામાંથી ઊંટ પસાર થાય પણ શ્રીમંતને સ્વર્ગ ન મળે' એ ખ્રિસ્તી ધર્મના વિધાન જોડે ભારતીય વિચારધારા સહમત નથી. ભારતીય દૃષ્ટિએ તો શ્રીમંતો એ ગયા જન્મના યોગભ્રષ્ટ જીવ છે. સત્કર્મો કરીને જગતમાંથી જનાર મનુષ્ય બીજા જન્મે પવિત્ર શ્રીમંતના ઘરે જન્મ લે છે, એવું ગીતા કથન છે.

વૈદિક ઋષિ તો 'શ્રીસૂક્ત'માં પ્રાર્થે છે :

"तां म आवह जातवेदो लक्ष्मीमनपगामिनीम् ।
यस्यां हिरण्य विन्देयं गामश्वं पुरुषानहम् ॥

'હે જાતવેદસ્ (અગ્નિ) ! જે પ્રાપ્ત થતાં હું સુવર્ણ, ગાય, ઘોડા અને ઈષ્ટ મિત્ર મેળવી શકું એવી અવિનાશી

લક્ષ્મી મને તું આપ.'

લક્ષ્મી ચંચલ નથી પણ લક્ષ્મીવાન માનવની મનોવૃત્તિ ચંચલ બને છે. વિત્ત એ એક શક્તિ છે, તેનાથી માનવ દેવ પણ બની શકે અને દાનવ પણ થઈ શકે. લક્ષ્મીને કેવળ ભોગ પ્રાપ્તિનું સાધન ગણનાર માનવ પતનની ઊંડી ગર્તામાં ગબડી પડે, જ્યારે લક્ષ્મીનું માતૃવત્ પૂજન કરી તેને પ્રભુની પ્રસાદી ગણનાર માણસ પોતે પવિત્ર બને તેમજ સૃષ્ટિને પણ પાવન કરે.

વિકૃત માર્ગે વપરાય તે અલક્ષ્મી, સ્વાર્થમાં વપરાય તે વિત્ત, પરાર્થે વપરાય તે લક્ષ્મી અને પ્રભુકાર્યાર્થે વપરાય તે મહાલક્ષ્મી ! મહાલક્ષ્મી હાથી પર બેસીને વાજતે ગાજતે આવે છે. હાથી એ ઔદાર્યનું પ્રતીક છે. સાંસ્કૃતિક કાર્યોમાં ઉદાર હાથે લક્ષ્મી વેરનારને ત્યાં લક્ષ્મી પેઢીઓની પેઢીઓ સુધી રહે છે. રઘુવંશ આનું જ્વલંત ઉદાહરણ છે. લક્ષ્મી એ એક મહાન શક્તિ હોવાથી તે સારા માણસોના હાથમાં જ રહેવી જોઈએ કે જેથી એનો સુયોગ્ય ઉપયોગ થાય. રાજર્ષિઓનાં ગુણગાન ગાતી આપણી સંસ્કૃતિ કે 'તત્ત્વજ્ઞ રાજવી' (Philosopher king)ની કલ્પના આપનાર ગ્રીક તત્ત્વચિંતક પ્લેટોના મનમાં આ જ વિચારો રમતા હશે.

લક્ષ્મી આપણી મા છે. મા ભોગ્ય નથી તેમજ ત્યાજ્ય પણ નથી; મા પૂજ્ય છે. મા પાસે ભોગ નહીં પણ પ્રસાદ લેવાય, તેમાં સંતોષ હોય અને વહેંચીને ખાવાની મનોવૃત્તિ હોય. ખેંચીને લેવાય તે ભોગ, વહેંચીને ખવાય તે પ્રસાદ. ભોગથી રોગ થાય જ્યારે પ્રસાદથી પ્રસન્નતા પમાય. પ્રસન્નતા એ સાચો વૈભવ છે.

**'હાસ્ય ઘરેણું છે અણમોલું,**
**સત્ય વચન ગીતાના હું બોલું;**
**હસવાથી હરિ તો હરખાશે,**
**જગત બદલાઈ જાશે !'**

મા પાસેથી પ્રસન્નતાનું વરદાન પામેલો માનવ સૌને પ્રિય બની રહે છે.

લક્ષ્મીનારાયણ જેના પર ખુશ હોય તેને ભોજન અને સાચી ભૂખ, પરિશ્રમ અને ઊંડી ઊંઘ તેમજ વૈભવ અને દાનવૃત્તિ બધું જ એક સાથે સાંપડે રહે છે.

બાળકો જોડે રમવાનો અવકાશ, નિસર્ગના સાંનિધ્યમાં ફરવાની ફુરસદ સાહિત્યનો રસ માણવાની વૃત્તિ, સંગીતમાં તલ્લીન થવાની તત્પરતા તેમજ સત્સંગમાં જઈને જીવન ઘડવાની જાગૃતિ - એ બધાંનો સમાવેશ વૈભવમાં થાય છે, તેનો બહુ ઓછા લોકોને ખ્યાલ હોય છે.

મા-બાપ પણ વૈભવ છે. એમના માટે પ્રેમ રાખવો એ પ્રભુને પ્રસન્ન કરવાની રીત છે. અતિથિઓ માટે આદર પણ આનંદપ્રદ છે. બે દીકરાઓએ મહિનામાં પંદર પંદર દિવસ વારાફરતી માને જમાડવાની જવાબદારી લીધી પણ જે મહિનામાં એકત્રીસ દિવસ આવે તે મહિનામાં માને એક ઉપવાસ કરવો પડતો. આ દીકરાઓ લક્ષ્મીનારાયણના કૃપાપાત્ર ન ગણાય.

માણસ પણ એક વૈભવ છે. વિત્તશક્તિ અને મનુષ્યશક્તિ (Money power and Man power) બન્ને હોય તો જ કોઈ પણ કાર્ય પાર પડે છે. માનવને માનવથી જોડે તે શ્રીમંત અને માનવને માનવથી તોડે તે કંગાલ ! ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની કૃપા હોય તો સમાજ સંગઠિત રહે છે અને અનેક સત્કાર્યો હસતાં રમતાં કરી શકે છે.

પશુઓના ટોળાને સંસ્કૃતમાં 'સમજ' કહે છે, જ્યારે માનવના સમૂહને 'સમાજ' કહેવાય છે. સમાજમાં 'મ'ની પાસે રહેલો કાનો લક્ષ્મણરેખા એટલે કે મર્યાદાનું પ્રતીક છે. વિચાર, વિકાર, વાણી, વૃત્તિ તેમજ વર્તનની

મર્યાદા જાળવે તેને જ માણસ કહેવાય. તેવી રીતે 'મ' + 'અ' એટલે 'મા' થાય. એ રીતે જોતાં 'અ' એ પરમાત્માનું પ્રતીક છે. ઈશ્વરમાં આસ્થા રાખનારનું માનવીય જીવન દીપી ઊઠે. નારાયણને માને તેના જીવનની લક્ષ્મી એટલે શ્રી, શોભા ઉત્તરોત્તર વધતી જ જાય.

આપણી ગૃહલક્ષ્મીનું આપણે યોગ્ય સન્માન કરીએ તો જ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણને આપણે ગમીએ. ગૃહલક્ષ્મી આપણા ઘરને સ્વર્ગ બનાવવા પોતાની જાતને ઘસી નાખે છે, તેની કદર પ્રત્યેકને હોવી જોઈએ. જે ઘરમાં સ્ત્રી પ્રસન્ન હોય છે ત્યાં પ્રભુ નાચી ઊઠે છે.

ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના ચરણે આપણી પ્રાર્થના હોવી જોઈએ કે, 'હે પ્રભુ ! મારા બારણે સેતાનનું નહીં પણ સંતનું સ્વાગત હો, અલક્ષ્મીનું નહીં પણ લક્ષ્મીનું પૂજન હો; મારા ઘરમાં ભોગથી નિર્માણ થવાવાળા રોગ નહીં પણ પ્રસાદથી પ્રાપ્ત થતી પ્રસન્નતા વ્યાપી રહો; પરિવારજનોમાં કુવિચારોનો કચરો નહીં પણ સદ્‌વિચારોનું સામ્રાજ્ય સર્જાઈ રહો !

મા ઉમિયાનાં અમે સો સંતાનો, આપની પૂજા કરતાં કરતાં એવું સરસ જીવન જીવીએ કે અમારી જ્ઞાતિ સમગ્ર વિશ્વ સમક્ષ એક આદર્શ સમાજનું ઉદાહરણ પૂરું પાડી શકે. અસ્તુ...

(શરણાગતિ પુસ્તકમાંથી)

## પ્રભુનાં સંતાનો

પ્રભુ, અમે તારા સંતાન...
ગાતા સૌ તારા ગુણગાન...
સૂર્ય, ચંદ્ર ને તારામાં તું,
વર્ષાની જલધારામાં તું;
કણ કણમાં છે તું ભગવાન...
ગાતા સૌ તારા ગુણગાન....પ્રભુ
વન ઉપવનમાં તું જ વસે છે,
ફૂલડે ફૂલડે તું જ હસે છે;
નહિ તારા વિણ કોઈ સ્થાન...
ગાતા સૌ તારા ગુણગાન....પ્રભુ
જગનો સર્જનહાર પ્રભુ, તું !
સૌનો પાલનહાર પ્રભુ, તું !
પ્રાણીમાત્રનો તું છે પ્રાણ...
ગાતા સૌ તારા ગુણગાન....પ્રભુ
ભાઈ-ભાઈ થઈને સૌ રહીએ,
કદી ન વઢીએ કદી ન લડીએ;
અમને દે એવું વરદાન...
ગાતા સૌ તારા ગુણગાન....પ્રભુ

## લગની લાગી

લગની નારાયણની લાગી,
ભવની ભાવટ જાશે ભાંગી....
માનવ દેહ મળ્યો અણમૂલો,
નામ હરિનું શાને ભૂલો ?
તંદ્રા છોડો જુઓને જાગી,
ભવની ભાવટ જાશે ભાંગી...લગની
મૃગજળ જેવી વ્યાપી માયા,
રમત રમે જેમ તેજ ને છાયા,
મનની ભ્રમણા ધ્યોને ત્યાગી,
ભવની ભાવટ જાશે ભાંગી...લગની
લક્ષ્મીનારાયણનું નામ મધુરું છે,
લાગે સૌને રૂડું છે,
મનડું એમાં બને અનુરાગી,
ભવની ભાવટ જાશે ભાંગી...લગની
મારું તારું શાને કરો છો,
દ્વેષ કોઈનો શીદને કરો છો ?
સઘળા ભેદ જશે ત્યાં ભાંગી,
ભવની ભાવટ જાશે ભાંગી...લગની

# જીવદયા એ પ્રભુ સેવા છે

- રતિલાલ પટેલ

લોકોના રોષનો કોઈ પાર નહોતો.

ચૌરે ને ચૌટે એક જ વાત સંભળાતી હતી. મહારાજ કુમારપાળ ભલે જૈન ધર્મ પાળે, ભલે હેમચન્દ્રાચાર્યને તેમના ગુરુ બનાવે એમાં કોઈને કાંઈ વાંધો નથી, પરંતુ કુળદેવી કંટકેશ્વરી પાસે કોઈ જીવનું બલિદાન આપવામાં નહીં આવે, એવી રાજ આજ્ઞા બહાર પાડવાનો એમને શો અધિકાર છે ?

આજ કેટલાંય વર્ષોથી એ પરંપરા ચાલી આવે છે. કુળદેવીને રિઝવવા દર વર્ષે બલિદાન આપવામાં આવે છે. લોકોની અનુમતિ લીધા વિના રાજાએ બહાર પાડેલી આજ્ઞાનો શો અર્થ છે ?

પૂજારી ક્રોધથી ધૂંવાફૂંવા થતા હતા. પરંપરામાં માનનારાઓનો ક્રોધાગ્નિ પ્રજ્વલ્લિત થઈ ઊઠયો હતો. મહારાજ કુમારપાળને આવી મતિ કેમ સૂઝી ? કુળદેવીને ક્રોધિત કરીને એ જૈન થયેલા મહારાજા શું ફાયદો કરવાના ? એનું ધનોતપનોત નહીં થઈ જાય ? સૌ કોઈ પોતપોતાની રીતે વાતો કરતા હતા....રાજા ઉપર ખફા થઈને અવનવી રીતે તેમને ગાળો આપતા હતા.

પૂજારીઓના મુખ્ય પૂજારી અને કેટલાક આગેવાન મહાજને મહારાજ પાસે જઈ વિનંતી કરવાનો વિચાર કર્યો. દરબારમાં જઈ મહારાજને વંદન કરીને દબાતે સાદે આગેવાને કહયું :

"મહારાજ, આપે જે આજ્ઞા બહાર પાડી છે તેનાથી નગરજનોને ખૂબ જ દુઃખ થયું છે. મોટાભાગના નગરવાસીઓ એથી નારાજ છે !"

મહારાજાએ સૌને શાંતિથી સાંભળ્યા પછી કહયું "મહાજન તો ગામનું નાક કહેવાય. આપ સૌ મારે મન પૂરા માનના અધિકારી છો, પણ આપ સૌ એમ માનો છો કે માતા આગળ નિર્દોષ પશુઓના બલિદાન આપવાથી જ માતા રાજી થાય છે ? જેવો આપણા સૌનો જીવ છે એવો એ પશુઓનો પણ જીવ છે."

"પરંતુ," મહાજને કહયું.

"જુઓ, હું તમને કોઈને નારાજ કરવા નથી માગતો."

સાંભળીને પૂજારી અને આગેવાનો ખૂબ ખુશ થયા અને બોલ્યા, "મહારાજની વાત બરાબર છે. કોઈના ધર્મની વચ્ચે આવી સૌને નારાજ કરવાનું આપને ન જ ગમે."

"સાચી વાત છે," મહારાજે કહયું, "હું કોઈને પણ નારાજ કરવા નથી માગતો. આપણે એક કામ કરીએ."

"શું ?" પૂજારી બોલી ઊઠયો.

"જુઓ, જેટલા પશુઓનો ભોગ દર વર્ષે અપાય છે એટલા પશુઓનો ભોગ આ વખતે પણ આપવાનો. આપણે હોમહવન કરશું અને પશુઓ માને ચરણે ધરી દઈશું. મંદિરના બારણા બંધ કરી દઈશું, પછી માને જેટલો ભોગ જોઈશે એટલો એ જાતે લઈ લેશે."

મહાજનના આગેવાન અને પૂજારીઓ એકબીજા સામે જોઈ રહયા. કુમારપાળની વાત તો વ્યાજબી હતી. એ સામે કોઈ દલીલ થઈ શકે તેમ નહોતું. બધાએ વાત કબૂલ કરી.

હજારો જીવતાં પશુઓને મંદિરના વિશાળ ચોકમાં પૂરી દીધાં અને બહારથી બારણું બંધ કરી દીધું. આજુબાજુ સખત જાપ્તો મૂકી દીધો જેથી અંદર કોઈ જઈ ન શકે.

બીજા દિવસનું પ્રભાત થયું.

માતાજીના મંદિરની આજુબાજુ લોકોનું મોટું ટોળું જમા થઈ ગયું. બધાને કુતૂહલ હતું કે માતાજી કેટલાં પશુઓનો ભોગ લે છે ?

પૂજારીએ મંદિરનું મુખ્ય મોટું દ્વાર ખોલ્યું, ત્યાં તો નિર્દોષ પશુઓ બહાર દોડી ગયાં. અંધશ્રદ્ધા ઉપર મદાર બાંધીને બેઠેલા પૂજારીઓના હાથ હેઠા પડયા.

માતાજીની મૂર્તિને સંબોધતાં તેમણે કહયું, "મારા પ્રિય નગરજનો, દયા અને તે પણ મૂંગા પ્રાણીઓ પ્રત્યે દયા એના જેવો બીજો કોઈ ધર્મ નથી. આપણામાં જે જીવ છે એ જ આત્મા આ પશુઓનો પણ છે, એ મા તો દયાની દેવી કહેવાય ! એ કંઈ પોતાનાં બાળકોને મારે કે રમાડે ? નિર્દોષ પશુઓને જીવતદાન આપવું એ જ મહાન ધર્મ છે."

આજે સમય બદલાયો છે. લોકોમાં જાગૃતિ આવી છે, અને ઘણા સ્થળોએ પશુ બલિ ચડાવવાનું સદંતર બંધ થયું છે, પરંતુ એવું માનવાને કોઈ કારણ નથી કે લોકોમાં જીવદયાની ભાવના વધી ગઈ છે. આજે પણ કેટલાય નિર્દય લોકો છે જેઓ તેમની પાસેના દુધાળાં પશુને દૂધ આપતાં બંધ થાય એટલે તેમને બિનઉપયોગી માનીને કસાઈઓના હાથે વેચી દેતા હોય છે. કેટલાક ખેડૂતો પણ એવા હોય છે જે બળદે આખી જિંદગી તેનું વૈતરું કર્યું અને તેની ખેતીવાડી લીલી બનાવી, ને જ્યારે ઘરડો થાય અને ખેડમાં કામ ન આવે ત્યારે તેને કતલખાના માટે ઘરડા ઢોર ખરીદવા નીકળતા વેપારીઓને વેચી દેતા હોય છે. આવા નિષ્ઠુર લોકોને ખબર નહીં હોય કે તેઓ કેટલું મોટું પાપ કરી રહયા છે ?

જે બળદો પોતાના શરીર પર ટાઢ–તડકો વેઠીને ખેડૂતનું ભરણપોષણ કરે, અરે ! વેરાન ભૂમિને ખેડીને હરિયાળી બનાવે અને તેણે બનાવેલી વાડીના એક ખૂણે એમના માટે થોડી જગ્યા પણ ન મળે ? એ જ રીતે જે ગાય, ભેંસ મીઠું અમૃત જેવું દૂધ પીવડાવીને આપણાં બાળકોને હૃષ્ટપુષ્ટ બનાવે અને તે જ્યારે ઘરડાં થાય ત્યારે આપણને તેમના માટે એક પૂળો ઘાસ પણ ન મળે કે આપણે તેને મોતના મોંમાં મોકલી દઈએ. આ તો એવું થયું કે પોતાના સંતાનો સુખી થાય એ માટે મા–બાપ પેટે પાટા બાંધીને તેનું લાલનપાલન કરે, તેને ભણાવી ગણાવીને તૈયાર કરી તેના માટે કયાંય જગ્યા ન હોય તેને ઘરડા ઘરમાં મોકલી આપવામાં આવતાં હોય છે. એવે વખતે માતા–પિતાની આંતરડી કેવી કકડતી હશે ? અરે ! કેવા નિશ્વાસ નાખતાં હશે કે અમે આવા દિવસો જોવા દીકરાને મોટો કર્યો ? એ જ સ્થિતિ મૂંગા પશુની પણ છે. આખી જિંદગી આપણા માટે પોતાની જાત ઘસી નાખતાં પશુઓને ઘરડા થાય ત્યારે તેને કતલખાને ન મોકલાવતાં તે જીવે ત્યાં સુધી પાળવાં જોઈએ.

પરમાત્માએ બનાવેલી આ સૃષ્ટિમાં મૂંગા પશુઓને પણ આપણા જેટલો જ જીવવાનો હક્ક છે. જેમણે તેને પેદા કર્યા છે તે કીડીને કણ અને હાથીને મણ આપતો રહયો છે. આપણે કોઈને જીવન આપી નથી શકયા તો કોઈનું જીવન છીનવી લેવાનો આપણને શો અધિકાર છે ? એમ જોઈએ તો છેલ્લી એકાદ બે સદીમાં જ વૈજ્ઞાનિક સંશોધનો થયાં અને યંત્રો શોધાયાં અને યંત્રથી ખેતી થવા લાગી, પરંતુ હજારો વર્ષથી પશુઓ જ ખેતીનો, વાહન વ્યવહારનો ભાર વહન કરતાં આવ્યાં છે. અરે ! હજુ આજે પણ ઘણા વિસ્તારોમાં પશુઓનો ખેતીમાં ઉપયોગ થતો રહયો છે. એટલે પશુઓએ માનવજાતિનું અસ્તિત્વ ટકાવી રાખવામાં ખૂબ મોટો ભાગ ભજવ્યો છે અને એ રીતે સમગ્ર માનવજાતિ પર પશુઓનો ઉપકાર છે એ આપણે કયારેય ભૂલવું ન જોઈએ.

ઈશ્વરે મનુષ્યને બુદ્ધિશકિત પ્રદાન કરી છે, તેણે સૃષ્ટિના જીવમાત્ર પર દયા દાખવવી જોઈએ. જેઓ આજે પણ પોતાને આંગણે પશુઓ પાળે છે અને પોતાના જીવન નિર્વાહમાં તેમનો ઉપયોગ કરે છે તેમને તો એ પશુઓ ઘરડા થાય ત્યારે તેની ચાકરી કરવાની ફરજ જ છે અને સંજોગો જ એવા ઊભા

થાય કે તેઓ પશુઓને સંભાળી ન શકે તો આવા વૃદ્ધ કે અપંગ પશુઓને પાંજરાપોળમાં મૂકવાં જોઈએ અને તેના ભરણપોષણ જેટલી રકમ તેને ત્યાં દાનમાં આપવી જોઈએ. જીવદયા જેવું બીજું કોઈ પુણ્ય નથી એવું સમજનારાં લોકો તો પોતાની કમાણીનો નિશ્ચિત ભાગ જીવદયા માટે અલગ કાઢતા હોય છે અને પોતાને ઘેર પશુ ન હોવા છતાં તેઓ મૂંગા પશુઓની સેવા કરતાં પાંજરાપોળોને દર વર્ષે દાન મોકલતા હોય છે. આવા દયાળુ લોકોના દાનથી જ આજે આ દેશમાં હજારો પાંજરાપોળો અને ગૌસેવા કેન્દ્રો ચાલે છે.

આપણા ધર્મશાસ્ત્રોએ ગાયને માતા કહી છે. તેની પાછળની ભાવના પણ આવી જ છે. ગાય સમસ્ત પશુ જાતિની પ્રતિનિધિ છે, જો આપણામાં પશુઓ માટે પૂજ્ય ભાવ અને કૃતજ્ઞ ભાવ ઊભો થાય તો લોકો તેના પ્રત્યે દયા રાખી સારી પેઠે પાળશે એ તેના પાછળનો ઋષિઓનો ઉદ્દેશ્ય હતો. જીવદયા એ પ્રભુસેવા કરવા જેટલું પુણ્ય છે. પક્ષીને ચણ નાખવું, દરવાજે કીડિયાળું પૂરવું કે કૂતરાને રોટલા નાખવા એ જીવદયાની ભાવનામાંથી શરૂ થયું છે અને આજે ઘણાં લોકો પોતાની કમાણીમાંથી નક્કી કરેલું આવી જીવદયાની પ્રવૃત્તિ માટે ફાળવતા રહયા છે. ખરેખર આ જ સાચું દાન છે.

## નામ સ્મરણ

લક્ષ્મીનારાયણ નામનું સ્મરણ કરો,
લક્ષ્મીનારાયણ નામનું રટણ કરો...
લક્ષ્મીનારાયણ નામ મધુરું છે,
એ લાગે સૌને રૂડું છે
મુખથી એ નામ સદા ઉચ્ચરો,
લક્ષ્મીનારાયણ નામનું રટણ કરો....લક્ષ્મી
લક્ષ્મીનારાયણ સત્ય સનાતન છે,
લક્ષ્મીનારાયણ પતિત પાવન છે;
હરિ નામને હરદમ હૃદય ધરો,
લક્ષ્મીનારાયણ નામનું રટણ કરો....લક્ષ્મી
લક્ષ્મીનારાયણ સર્વ સુખકારી છે,
લક્ષ્મીનારાયણ ભવ દુઃખહારી છે;
પરબ્રહ્મનું દર્શન નિત્ય કરો,
લક્ષ્મીનારાયણ નામનું રટણ કરો....લક્ષ્મી
લક્ષ્મીનારાયણ પાપ વિનાશક છે,
લક્ષ્મીનારાયણ અધમ ઉધારક છે;
એના આશિષ શિર પર સદા ધરો,
લક્ષ્મીનારાયણ નામનું રટણ કરો....લક્ષ્મી
ભકતોના રક્ષણહારા છે,
એ જગના પાલનહારા છે;
એ પરમેશ્વરનું ધ્યાન ધરો,
લક્ષ્મીનારાયણ નામનું રટણ કરો....લક્ષ્મી

## લક્ષ્મીનારાયણ નામ મધુરૂં છે

લક્ષ્મીનારાયણ નામ મધુરૂં છે
એ લાગે સૌને રૂડું છે
એ વાણી વેદે વખાણી છે
જે સત્ય વચન ઉચ્ચારે છે
જે જિહ્વા પણ છે ધન્ય ઘણી
જે નામ હરિનું ધારે છે....લક્ષ્મી...
એ કાન સદા પાવન બનતા
હરિ રસામૃતનું પાન કરે
સત્સંગમાં બેસી શ્રવણ કરે
સંત વચનને કર્ણ ધરે....લક્ષ્મી...
મૂર્તિ મનોહર છે હરિની
દર્શન જે આંખો કરી શકે
એ દૃષ્ટિ એવી નિર્મળ છે
સૃષ્ટિને નિર્મળ કરી શકે....લક્ષ્મી...
કર એના સાચા કમળ બને
સત્કર્મ નિસદિન કર્યા કરે
દીન દુઃખીયાના દુઃખ હરવા
દાન સદા જે હાથ કરે....લક્ષ્મી...
પરમારથને તીર્થ ગણી
પગ જેના નિસદિન ગતિ કરે
એ ભૂમિ પણ પાવન બનશે
ચરણો તેના જયાં સદા પડે....લક્ષ્મી...

# Moments with Krishna

- Swami Dayanand Sarswati

*...ksudram hrdayadaurbalyarh tyaktvottistha parantapa*

*Bhagavad Gita* 2.3

O man, why this melancholic veil over you? Your head is drooped and body shivering. Your eyes betray an aweful fear in your heart.

What problem afflicts thy soul? What is the event that has overpowered you?

Do you know this? There is nothing in this world that can really shake your heart. Problems are solved by understanding them. Challenges are dealt with by facing them. You escape from them; you will invite them to haunt you, to tease you, to worry you—all through your life.

Shed this dejection. You are made of a stronger mettle than what you think of to be. Enshrined in your body is an angel, the divine self. Draw your inspiration from this deeper part of you.

Indeed you are an angel. No problem is too big to cow you down. No event is too much to put you out. Take heart— face them squarely. Then alone you live, you can live!

Life is not for the dejected, the desperate, the weak-hearted. It is the courageous, the cheerful, the strong willed that live— purposefully, joyously.

After all, this weakness that has come upon you is not of the body, but of thought. You think you are weak, and there you are—struggling to find the base under your feet.

It is that unholy thought that has disturbed you, the thought that you are weak.

You are not, not at all weak. Shed the thought of weakness. Stand in attention and ever be ready to face the event, to rise to the occasion.

## *...na hi kalyanakrt kascid durgatim tat a gacchati*

*Bhagavad Glta* 6.40

I do pause.

Will my pilgrimage fulfill? Suppose I fail half way, what will be my lot? For all my efforts, I will land myself in a corner neither spiritual nor material.

The crumbs of happiness, the gleanings of pleasure that could be gathered in a life of licentiousness, I am bound to miss in a life of self-control. As a seeker, the flesh should no more be my source of happiness.

I should turn to a deeper source. Can the craving flesh remain quiet till I meet the source? Can my vagrant mind serve my will until I reach? Suppose they fail?

I cannot take back my old way of life. Even if I do, that appetite essential for the 'crumbs' and 'gleaning' will not be there. To continue the way is again a tortuous struggle. Where am I now? Neither here nor there. Denial of both, the promised bliss and the passing pleasures, do I not entomb myself alive?

Such a pause is but natural. But then the truth is different. The life of self-control is not such a gloom. The life of meditation is not such a struggle. If the end is bliss, the means itself is blissful.

In self-control, there is then the thrill of adventure, the joy of victory-in meditation, there is the ecstasy of search, the wonderment of discovery. You are paid at every stage in more shining coins than the nickels you pick up on the labyrinths of sensuality.

A step placed on the way is a step of progress, step that offers a better view, a better dividend. A forward movement on the way is a movement away from bondage, away from darkness.

Yes, here is an undertaking where there is no loss, much less my regret. Then why hesitate? Proceed.

# નારાયણોપનિષદ

- નાનજીભાઇ સાંખલા

हरि ॐ सहस्त्र शीर्ष देवं विश्वाक्षं विश्वशंभुवम्

विश्वं नारायणं देवं अक्षरं परमं पदम् ।।१।।

અનંત મસ્તકોવાળા હજારો આંખોવાળા સમસ્ત વિશ્વનું કલ્યાણ કરનાર, સર્વ વ્યાપક, સ્વયં પ્રકાશિત અક્ષર, એવા નારાયણ જે જગત સ્વરૂપ અને બધાનું કારણ હોવાથી ઉત્તમ છે. તેવા, નારાયણનું ધ્યાન ધરવું.

કૃષ્ણ યજુર્વેદના તૈતરેય આરણ્યકમાં આ નારાયણોપનિષદ છે. તેમાં લક્ષ્મીનારાયણના ઉપાસકો માટે બાહ્ય અને આંતરિક શક્તિ આપનાર અર્થસભર મંત્રો છે. દરરોજ ઉપયોગી થાય તેવા મંત્રોને આહનિક કહેવામાં આવે છે. તેવા બાર મંત્રોનો અનુવાક જેને અંગ્રેજીમાં Chapter (પ્રકરણ) કહેવામાં આવે છે તે દ્વાદશાનુવાક, આ નારાયણ ઉપનિષદમાં છે.

બાર મંત્રોમાંથી આગળના છ મંત્રોમાં નારાયણના વ્યાપક રૂપનું વર્ણન છે અને પાછળના મંત્રોમાં હૃદય કમળમાં નારાયણની ઉપાસનાનું શિક્ષણ છે.

- ભગવાન વ્યાપક મૂર્તરૂપ બહાર છે
- મૂર્તિ રૂપે મંદિરમાં છે અને
- ચેતનારૂપે મારા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર સહિત સમગ્ર શરીરમાં છે તેની પાસેથી માગવાનું છે.

૧. માગવાની વાત આવે ત્યારે સામાન્યત રિદ્ધિ સિદ્ધિ માગવાનું નજર સમક્ષ આવે પરંતુ જીવન વિકાસ માગીએ તો રિદ્ધિ સિદ્ધિ તેની અંદર આવી જ જાય. (૧૦૦૦ની નોટમાં ૧૦૦ની નોટ આવી જાય તેમ) નારાયણ ઉપનિષદમાં અંતિમ વિકાસની શિક્ષા મળે તેવા મંત્રો છે તેથી તેનું મહત્વ છે તેથી તેને હૃદયસ્થ કરવું જોઇએ.

૨. માગવાનું આવે ત્યારે જેની પાસેથી મારે માગવાનું છે તેનું સ્વરૂપ તેની શક્તિ અને મહાનતાની ખબર હોવી જોઇએ તેથી નારાયણના નામથી તેની મહાનતા સમજવાની શરૂઆત કરીએ.

નારાયણ

नारा अयनं यस्य सः ।

પાણીમાં જેનો વાસ છે તે નારાયણ. મનુમહારાજે "નારાયણ" શબ્દ કેમ પડ્યો તે માટે લખ્યું છે

आपो नारा ईति प्रोत्का आपो वै नर सूनवः ।

ती यदस्यायनं प्रोत्क तेनं नारायणः स्मृत :

નારા એટલે પાણી અને નારા એટલે જનસમૂહ તેથી તે બન્નેમાં તેમનો નિવાસ છે તેથી નારાયણ કહેવાય છે.

નારાયણ ભગવાનનો પાણીમાં ક્ષીરસાગરમાં વાસ છે પાણીમાં નિવાસ છે તેનું કારણ પાણીના ગુણો તેમને પ્યારા છે તેથી. પ્રભુને તેનામાં પોતીકાપણું લાગે છે.

પાણીના ગુણો

(૧) પાણી બીજાની મલિનતા દૂર કરી તેને સ્વચ્છ બનાવે છે. બીજાને સ્વચ્છ કરવા વપરાય છે ઘસાય છે.

(૨) પાણી ઉત્સાહ પ્રેરક અને સ્ફૂર્તિદાયક છે. ગમે તેટલી ઘેરી ઊંઘમાંથી ઊઠીએ તો પણ આંખની પાંપણોને પાણીનો સ્પર્શ થતો માનવમાં ચેતન અને સ્ફૂર્તિ આવી જાય છે.

(૩) પાણીની સપાટી સરખી જ રહે છે. પાણીમાંથી થોડું પાણી કાઢી લઇએ તો ખાડો પડતો નથી અને પાણીમાં પાણી નાખીએ તો ત્યાં ટેકરો થતો નથી. વધ કે ઘટમાં સપાટી સરખી જ રહે છે.

(૪) પાણી નિરાકાર છે છતાં તેને જે પાત્રમાં રાખો તે પાત્ર (વાસણ)નો આકાર તે ધારણ કરે છે.

(૫) પાણીનો વહેતા રહેવાનો સ્વભાવ છે. બાંધી ન રાખીએ તો વહેતું પાણી પોતાના ધ્યેય-સાગર તરફ જ પ્રયાણ કરતું હોય છે તે ક્યાંય રોકાતું નથી.

(૬) પાણી પોતાની સપાટી શોધી લે છે. જેટલી ઊંચાઇ પરથી આવે તેટલી ઊંચાઇ સુધી પહોંચી શકે છે. પાણીની ટાંકી ઊંચે બાંધવાનું કારણ એટલા માટે છે.

(૭) પાણીનો મૂળભૂત સ્વભાવ શીતલ છે - તેને ગરમ કરો તો પણ પાછું ઠંડું થઇ જાય છે.

शैत्य हि यद सा प्रकृति जर्लस्य ।

(૮) રસાયણ શાસ્ત્રની દ્રષ્ટિએ પાણી બે અંશ હાઇડ્રોજન અને એક અંશ ઓક્સિજનનું સંયોજન છે તેને સૂત્ર રૂપે H2O તરીકે ઓળખવામાં આવે છે.

સંસ્કૃતમાં પાણીનું બીજું નામ "જીવન" છે ગુજરાતી કાવ્ય પંક્તિ "વર્ષા ખરે જીવનદાત્રી વિશ્વની"માં વર્ષા ઋતુ જીવનને દેનારી પાણીને દેનારી, એમ બે અર્થમાં વ્યક્ત કરી છે.

● પાણીનું નામ જીવન હોય તો આપણા જીવનમાં પણ પાણી જેવા ગુણો લાવીએ તો પ્રભુ નારાયણ આપણામાં વાસ કરે.

● આપણું જીવન સ્વચ્છ રાખીએ અને બીજાને સ્વચ્છ કરવા પ્રયત્ન કરીએ.

● આપણું જીવન બીજાને માટે સ્ફૂર્તિદાયક અને પ્રેરણાલાયક બનાવીએ.

● પ્રભુપરની આપણી ભક્તિમાં ખાડો પડે નહીં અને એક સરખી સપાટી રહે.

● જે ઊંચાઇથી આવ્યા છીએ તે ઊંચાઇ પર એટલે કે શિવમાંથી છૂટા પડેલા આપણે તે શિવને પામવા પ્રયત્ન કરીએ.

તે માટે નારાયણનો વાસ જ્યાં છે તે પાણીના ગુણ કેળવી જીવનની ઊંચાઇ-હાઇટ વધારીએ એકમાં આનંદ નહી તેથી જ બ્રહ્મ જુદો થયો. ખુદ શિવ થયોને દીકરા તુજને પ્રભુએ જીવકર્યો પણ જીવ થતાં નિજ શક્તિ ભૂલી આખરે જીવડો થયો સત્યં શિવં ને સુંદરમનો અંશ તું હલકો થયો.

ની તાકાત ધરાવનાર છીએ તેની સ્મૃતિ થાય તે માટે પાણીના ગુણો છે.

● પાણી જેમ નિરાકાર થઇએ પ્રભુ જે પરિસ્થિતિમાં રાખે તેવો "આકાર" ધારણ કરવાની ક્ષમતા હોવી જોઇએ. મીરાંના ભજનમાં "રામરાખે તેમ રહીએ" એ ભાવ વ્યક્ત થયો છે તે આ બાબત પ્રગટ કરે છે.

● પાણીની જેમ જીવન શીતળ અને શાંત રહેવું જોઇએ - વાત વાતમાં ગરમ થવાની ટેવ જીવનને "તપેલું" બનાવી દે છે. તપેલું અનેક વખત ગરમ થતું હોય છે તેથી તેનું નામ તપેલું પડ્યું છે અને તપેલું થયા પછી તેમાં બરફ રાખીએ ને હોય ઠંડું છતાં લોકો અને "તપેલું" જ કહે છે. તેમ મારા જીવનને વ્યગ્ર કે ઉગ્ર ન બનાવતાં શીતળ અને શાન્ત બનાવવા માટે - પાણીનો ગુણ લેવાનો.

રસાયણ શાસત્રમાં એટલે કહ્યું છે. આવું જ જીવન માટેનું એક સુત્ર પૂજ્ય વિનોબાજીએ આપેલ છે. તરભ=જીવન બે અંશ હાઇડ્રોજન અને એક અંશ ઓક્સિજન મળીને જેમ પાણી થાય છે તેમ બે અંશ ત્યાગ અને એક અંશ ભોગ મળીને જીવન થાય છે.

સૃષ્ટિકર્તા નારાયણને પાણીના ગુણોમાં પોતીકાપણું લાગ્યું. તેથી પાણીમાં વાસ કર્યો છે.

ભગવાન ઉત્સાહવર્ધક છે દરરોજ સવારના ઊંઘમાંથી ઉત્સાહ વધારે છે પાણી પણ ઉત્સાહવર્ધક છે.

મનુ ભગવાને નારાયણનો અર્થ કહ્યો તેમાં

(૧) નારા એટલે પાણી અને (૨) નારા એટલે જનસમૂહ.

તેમાં એક અર્થ પાણી વિશે સમજ્યા. તેવા થવા પ્રયત્ન કરશું તો નારાયણને ગમતા થશું.

બીજો અર્થ જન સમૂહમાં વાસ છે તે વિશે સમજવા હવે પછી પ્રયત્ન કરીશું.

---

## ફોગટ ફરતો તીરથ ધામ

ફોગટ ફરતો તીરથ ધામ, મન મંદિરમાં બેઠો રામ,
પુરી, દ્વારિકા, મથુરા, કાશી, ગયો ખોળવા ક્યાં અવિનાશી,
ભાળ્યો નહિ ભીતર ભગવાન, મન મંદિરમાં બેઠો રામ.

કસ્તુરી તો મૃગના તનમાં, ભટકે છે એ તો વન વનમાં,
કોણ બતાવે સાચું જ્ઞાન, મન મંદિરમાં બેઠો રામ

સચરાચરમાં સભર કર્યો છે, અણુ અણુમાં રમી રહ્યો છે,
નહીં એના વિણ કોઈ કામ, મન મંદિરમાં બેઠો રામ

મંદિરમાં છે મૂરત જેની સૌના હૃદયે સૂરત તેની
શાને ફરતો ગામે ગામ, મન મંદિરમાં બેઠો રામ

# જ્યાં ખોવાયું છે, ત્યાં શોધો

-ભાણદેવ

બસરા નગરના પાદરમાં રાબિયાની નાની ઝૂંપડી હતી. તે જ રાબિયાનું નિવાસ સ્થાન. રાબિયાની ઝૂંપડી તો સાવ નાની હતી, પરંતુ રાબિયાનું પોત નાનું ન હતું. બસરાના ગણમાન્ય નગરજનો પણ રાબિયા પાસે, રાબિયાની ઝૂંપડીએ સત્સંગભાવે આવતા.

સાંજનો સમય છે. થોડું થોડું અંધારું થાય છે. આવા સમયે એકવાર રાબિયા પોતાની ઝૂંપડીની સામે, ઝૂંપડીની બહાર ધૂળમાં કાંઇક શોધી રહી હતી. તે સમયે નગરમાંથી ચારપાંચ સજ્જનો રાબિયાની ઝૂંપડી પર આવ્યા - રાબિયાનો સત્સંગ પામવા, રાબિયા સાથે બેસવા.

રાબિયા તો ધૂળ ફંફોળીને કાંઇક શોધી રહી હતી. તે સજ્જન પુરુષો રાબિયા પાસે આવ્યા. સૌના વતી પૂછતા હોય તેમ તેમાંના એકે પૂછ્યું -

''અરે, રાબિયા ! શું શોધે છે ? તારું કાંઇ ખોવાઇ ગયું છે ?''

રાબિયાએ પોતાનું શોધકર્મ ચાલુ રાખતાં જ કહ્યું -

''અરે, જુઓને ! મારી સોઇ ખોવાઇ ગઇ છે. ક્યારની શોધું છું, પણ મળતી નથી. મારી પાસે એક જ સોઇ છે અને મારાં કપડાં સાંધવા માટે મારે તેની ખાસ જરૂર છે.''

કાંઇક રાબિયા પ્રત્યેના આદરને કારણે અને કાંઇક રાબિયાની ગરીબાઇને કારણે તેના પ્રત્યેની સહાનુભૂતિને કારણે તેમાંના એક સજ્જને કહ્યું -

''અરે, રાબિયા ! અમે તારી સોઇ શોધવામાં તને મદદ કરી શકીએ ?''

રાબિયાએ હકારમાં માથું હલાવતાં કહ્યું -

''હા, ભાઇ ! હા ! જરૂર મદદ કરોને ! ઝાઝા હાથ રળિયામણાં !''

બધાં જ આગંતુક સજ્જનો રાબિયાની સોઇ શોધવાના કાર્યમાં લાગી ગયા. બધાં જ ધૂળ ફંફોળવા લાગ્યા. અંધારું થઇ ગયું હતું. આ ઝાઝા રળિયામણાં હાથોની ખૂબ મહેનત, પણ રાબિયાની સોઇનો પત્તો લાગતો નથી. હવે રાબિયા સિવાય સૌ કંટાળી ગયા. આ કંટાળો તેમના મુખ પર અને આખરે વાણીમાં પણ પ્રગટ થવા લાગ્યો.

કોઇક બોલ્યું -

''અરે, રાબિયા ! તારી સોઇએ તો થકવી નાખ્યા.''

વળી બીજું કોઇ બોલ્યું -

''રાબિયા ! આ તારી સોઇ નહિ મળે. હવે તું બીજી સોઇ લઇ લે જે.''

વળી ત્રીજાએ કંટાળો દર્શાવતાં કહ્યું -

''રાબિયા ! આવા અંધારામાં હવે સોઇ ન મળે. હવે જવા દો. હું તને મારે ઘેરથી એક સોઇ મોકલી આપીશ.''

પણ રાબિયાએ તો હઠ કરી -

''ના, ના ! મારે મારી સોઇ શોધવી જ છે અને આજે જ શોધવી જ.''

રાબિયાની હઠને કારણે બધાએ સોઇની

શોધ ચાલુ રાખવી પડી.

આખરે એક જણે રાબિયાને મૂળ વાત પૂછી -

"અરે, રાબિયા ! તારી સોઇ ખોવાણી છે ક્યાં ?"

રાબિયાએ તો બેધડક કહ્યું -

"અરે ! મારી સોઇ તો ઝૂંપડીની અંદર ખોવાણી છે."

રાબિયાની મદદમાં લાગેલા બધા જ સજ્જનો એક સાથે ઊભા થઇ ગયા. બધા જ રાબિયા પર ખૂબ નારાજ થયા. બધા વતી બોલતા હોય તેમ એક સજ્જન રાબિયાને ઠપકો આપતાં બોલ્યા -

"અરે, રાબિયા ! તું ગાંડી થઇ ગઇ છે કે શું ? સોઇ ઝૂંપડીમાં ખોવાઇ ગઇ છે અને તું અહીં બહાર શોધે છે ? તું સાવ સમજ્યા વિનાની મજૂરી કરે છે અને અમારી પાસે પણ મજૂરી કરાવે છે !"

"તું એટલું તો સમજ કે જે વસ્તુ જ્યાં ખોવાઇ હોય ત્યાં જ શોધવી જોઇએ. બીજે શોધવા જઇએ તો કેવી રીતે મળે ? સોઇ ઝૂંપડીમાં ખોવાઇ છે તો ઝૂંપડીમાં જ શોધવી જોઇએ."

રાબિયાએ આ બધો ઠપકો અને ઉપદેશ શાંત ભાવે સાંભળી લીધો. તેના ચહેરા પર મર્માળુ સ્મિત પથરાઇ ગયું. તેની આંખો ગેબમાં જોતી હોય તેમ સ્થિર બની ગઇ. રાબિયાના આ અકળ મૌનથી આગંતુક સજ્જનો પણ સ્તબ્ધ બની ગયા.

આખરે રાબિયાના કંઠમાંથી ગેબની વાણીનો પ્રવાહ ફૂટ્યો-

"હા, હું પણ એમ જ કહું છું. ભાઇઓ ! હું પણ એમ જ કહું છું. હું પણ એમ જ કહું છું કે વસ્તુ જ્યાં ખોવાઇ ગઇ હોય તે વસ્તુ ત્યાં જ શોધવી જોઇએ. હું તમને પૂછું છું - તમારી અમોલખ વસ્તુ અંદર ખોવાઇ ગઇ છે, તેને તમે બહાર શા માટે શોધો છો ?"

"આપણે જેને શોધીએ છીએ તે તો અંદર જ છે. આપણે તેને અંદર જ ગુમાવી બેઠા છીએ અને આપણે તેને શોધીએ છીએ બહાર ! તે કેવી રીતે મળે ? તેથી ભાઇઓ તેને અંદર જ શોધો. તે તો અંદર જ છે, તે તો સૌની અંદર જ બેઠો છે. આંખ ખોલો. અંદર જુઓ. અંદર શોધો અને તમને તે અચૂક મળશે. કારણકે તે અંદર જ છે. જે જ્યાં હોય ત્યાં શોધવાથી જ તે મળે છે. ખરૂં ને ?"

## લીધો અવતાર

નામ રૂપ ગુણથી નારાયણ છે પાર,
રક્ષવાને ધર્મ એણે લીધો અવતાર...
નરસિંહનું રૂપ ધારી દાનવ સંહાર્યો,
ભકત પ્રહલાદને હૃદયે લગાડયો;
સત્ય અને ધર્મનો કર્યો ઉદ્ધાર,
રક્ષવાને ધર્મ એણે લીધો અવતાર.....નામ રૂપ
રામની મર્યાદાને જીવનમાં પાળવી,
કામતણા રાવણની શકિતને ખાળવી;
રાઘવના જીવનનો એ જ હતો સાર,
રક્ષવાને ધર્મ એણે લીધો અવતાર.....નામ રૂપ
શ્યામ બની સ્નેહતણી સૂર રેલ રેલી,
અસુરોનો કાળ બન્યો ભકતોનો બેલી;
ધર્મક્ષેત્રે ધર્મ કાજે ગીતા ગાનાર,
રક્ષવાને ધર્મ એણે લીધો અવતાર.....નામ રૂપ

# ઈચ્છા એ છે તપઃશકિતની વિકૃતિ

- શ્રી અરવિન્દ

એમ માનવામા આવે છે કે ઇચ્છા એ જ માનવ-જીવનની સાચી પ્રેરક શક્તિ છે અને તેને ફેંકી દેવી એટલે તો જીવનની સંચાલક કળો ગુમાવી દેવી; ઇચ્છાઓ સંતોષવી એ જ માનવ માટે એકમાત્ર ઉપભોગ છે અને તેનો ત્યાગ કરવો એટલે જ કર્મહીન સંન્યાસનો આશરો લઇ જીવનના આવે-અગ્નિને ઓલવી નાંખવો. પણ આત્મા-જીવનની સાચી પ્રેરક શક્તિ તો છે તપઃશક્તિ, પરમ સંકલ્પ-શક્તિ; ઇચ્છા એ તો મુખ્ય બની બેઠેલાં દૈહિક જીવન અને ભૌતિક મનમાં આવેલી તપઃશક્તિની વિકૃતિ છે. દુનિયાને કબજામાં લેવાની અને માણવાની આત્માની સાચી શરૂઆત એટલે જ આનંદનો સંકલ્પ; અને કામનાઓના સંતોષનો ઉપભોગ એ તો છે માત્ર, આ આનંદના સંકલ્પનું પ્રાણમય અને ભૌતિક અધઃપતન. શુદ્ધ સંકલ્પ-શક્તિ અને ઇચ્છા એ બેની વચ્ચેનો આનંદનો આંતરિક સંકલ્પ અને મન તથા શરીરની બાહ્ય વાસનાઓ અને કામનાઓ એ બેની વચ્ચેનો ભેદ પકડવો એ બિલકુલ અનિવાર્ય છે. જો આપણા અનુભવોમાં સક્રિય રીતે આપણે આ ભેદ સ્થાયી ના શકીએ તો પ્રાણઘાતક સંન્યાસ તથા અશુદ્ધ અને સ્થૂળ રીતે જીવવાનો સંકલ્પ એ બેમાંથી એકને જ પસંદ કરવાનું રહે છે. અથવા તો એ બે વચ્ચે એક કઢંગું, અસ્થિર અને જોખમભર્યું સમાધાન સાધવાનો યત્ન કરવાનો રહે છે, હકીકતમાં તો માનવ-સમુદાય આમ જ કરી રહેલો છે; ગણ્યાગાંઠ્યા માનવો જીવવાની સહજ પ્રેરણાને કચડીને સંન્યાસમય પરિપૂર્ણતા પામવા મથામણ કરે છે; તો આમ-જનતા જીવવાની સ્થૂળ પ્રેરણાને વશ વર્તે છે અને સમાજે લાદેલાં કે સંસ્કારી માનવે પોતાના આચાર-વિચારમાં આપમેળે સ્વીકારેલાં બંધનો અને અંકુશોને આધીન બને છે; તો વળી કેટલાંક લોકો નૈતિક તપસ્યા તથા મન અને પ્રાણની ઇચ્છાઓનો મર્યાદાશીલ ઉપભોગ એ બેની વચ્ચે સમતુલા સાચવે છે અને તેને ડહાપણભરી સમજ અને સ્વસ્થ માનવજીવનરૂપી મધ્યમ માર્ગ ગણે છે. પણ આપણે જે પરિપૂર્ણતા, જીવનમાં રહેલ સંકલ્પ-શક્તિનું જે દિવ્ય નિયંત્રણ ઝંખી રહ્યા છીએ તે તો આમાંથી એક પણ માર્ગે વળે તેમ નથી. પ્રાણને પૂરેપૂરો કચડી નાખવો એટલે તો જે જીવનશક્તિ દ્વારા દેહનિવાસી આત્માના વિશાળ કાર્યને માનવજીવનમાં આધાર આપવાનો છે તેનો જ નાશ; સ્થૂળ જીવનની ઇચ્છાઓનો યથેચ્છ ઉપભોગ એટલે અપૂર્ણતામાં પડ્યા રહેવાનો સંતોષ; અને એ બે વચ્ચે સમાધાન એટલે અર્ધે રસ્તે આરામ, - નહી પૃથ્વીનો કબ્જો, નહિ સ્વર્ગની પ્રાપ્તિ પણ જો આપણે કામનાઓથી વિકૃત નહીં થએલી શુદ્ધ સંકલ્પશક્તિ મેળવી શકીએ (અને એ મળતાં સમજાય છે કે ઉછાંછળી. ધુમાડામાં ગૂંગળાતી, તુરત થાકી જતી અને બેબાકળી બની જતી ઇચ્છારૂપી જ્યોતિના કરતાં તે ઘણી જ વધારે મુક્ત, શાંત, સ્થિર અને સમર્થ શક્તિ છે), અને કામનાની કોઇ પણ સતામણીથી હેરાન કે પરિમિત નહીં થતો શાંત, આંતરિક આનંદનો સંકલ્પ હાથ કરી શકીએ તો મન પર આક્રમણ કરતા જુલ્મગાર કે દુશ્મનશા પ્રાણને એક આજ્ઞાંકિત કરણ તરીકે પલટી શકીએ છીએ.

• • •

એટલે પ્રાણને ઇચ્છાઓમાંથી મુક્ત કરવો અને પરિણામે આપણી પ્રકૃતિની સામાન્ય અવસ્થાને ઊલટાવી નાખવી તથા પ્રાણમય પુરૂષને, ઉપાધિઓ ઊભી કરતી એક જોરદાર શક્તિમાંથી મુક્ત અને અનાસક્ત મનના એક કહ્યાગરા કરણરૂપે બદલી નાખવો એ વિશુદ્ધિનું પહેલું પગથિયું છે.

# દરશડી લક્ષ્મીનારાયણ મંદિરના ૩૭મો પાટોત્સવ ઉજવાયો

દરશડી ખાતે લક્ષ્મીનારાયણ મંદિરના ૩૭મા પાટોત્સવની ઉત્સાહભેર ઉજવણી કરવામાં આવી હતી. જેના ભાગરૂપે તા. ૨૪/૫/૨૦૧૧ના શ્રી ખીમજીભાઇ દેવશી ઉકાણીના અધ્યક્ષસ્થાને સમાજની સામાન્ય સભા યોજાઇ હતી. જેમાં આગામી ટર્મ માટે કર્ણધારોની વરણી કરાઇ હતી.

જેમાં પ્રમુખ તરીકે શ્રી અમૃતભાઇ ગોવિંદ સેંઘાણી, ઉપપ્રમુખ શ્રી અમૃતભાઇ શિવદાસ છાભૈયા, મંત્રી શ્રી રવીન્દ્રભાઇ સામજી ચૌહાણ, સહમંત્રી શ્રી ઇશ્વરલાલ દેવજીભાઇ દડગા, ખજાનચી શ્રી મણિલાલ શિવજીભાઇ સેંઘાણી, સહખજાનચી શ્રી અરજણ ધનજીભાઇ સેંઘાણી, મુંબઇના પ્રમુખ શ્રી મનજી ગોવિંદભાઇ છાભૈયા, મંત્રી ખીમજી મૂળજીભાઇ સેંઘાણી તેમજ સભ્યોની વરણી કરવામાં આવી હતી.

જ્યારે યુવક મંડળના પ્રમુખ તરીકે શ્રી દિનેશ અમૃતભાઇ સેંઘાણી, મંત્રી શ્રી મહેન્દ્ર દેવજીભાઇ રામજીયાણી તથા મહિલા મંડળના પ્રમુખ મધુબેન પ્રકાશભાઇ રામજીયાણી, મંત્રી પ્રભાબેન હરેશભાઇ ચૌધરી વરાયા હતા.

તા. ૨૫/૫/૨૦૧૧ના સવારે વાજતેગાજતે શોભાયાત્રા નીકળી હતી. બપોર બાદ ધર્મસભામાં દિવ્ય બ્રહ્મલોકના અધ્યક્ષ શ્રી વી.વી. સ્વામીએ સંતોને સન્માન અને દક્ષિણા આપવાના બદલે ત્રણ સંકલ્પો કરવાનો અનુરોધ કર્યો હતો. તેમાં (૧) દિવસમાં એક વખત ભગવાનના દર્શને મંદિરમાં આવવું. (૨) દરેકે પોતાની શક્તિ મુજબ ભગવાનને ચરણે ધરવું અને સત્સંગ કરવો. (૩) મહિનામાં એક વખત શ્રી લક્ષ્મીનારાયણના કેન્દ્રસ્થાને દર્શને આવવું.

ઉપરોક્ત ત્રણેય સંકલ્પોને સભામાં ઉપસ્થિત સૌએ હાથ ઊંચા કરીને તેને અનુમોદન આપ્યું હતું.

કેન્દ્રસ્થાનના માર્ગદર્શક સંત શ્રીરંગ સ્વામીએ વેદોનો મહિમા સમજાવ્યો હતો અને વેદોના દર્શન કરવા આવવા સૌને અનુરોધ કર્યો હતો.

અ. ભા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજના પ્રમુખ શ્રી જેઠાભાઇ લાલજી ચોપડાએ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવમાં સૌએ સહકાર આપ્યો તે બદલ આભારની લાગણી વ્યક્ત કરી હતી.

મંત્રી શ્રી તેજાભાઇ સાંખલાએ સંતોનો પરિચય આપ્યો હતો.

જ્યારે દરશડી સમાજના પ્રમુખ શ્રી અમૃતભાઇ સેંઘાણીએ આભારવિધિ કરી હતી. કાર્યક્રમનું સંચાલન શ્રી ધનજીભાઇ ડાયાણી અને મંત્રી શ્રી રવિન્દ્રભાઇ ચૌહાણે સંયુક્ત રીતે કર્યું હતું.

તા. ૨૬/૫ના પાટોત્સવ પૂજન મંદિરના પૂજારી શ્રી જયેશભાઇ શાસ્ત્રીએ કરાવ્યું હતું.

બપોર બાદ યોજાયેલા કાર્યક્રમમાં દાતાશ્રીઓના સન્માન, સરસ્વતી સન્માન તેમજ વિદ્યાર્થીઓને નોટબુકોનું નિઃશુલ્ક વિતરણ કરવામાં આવ્યું હતું.

# ગઢશીશામાં ત્રિદેવ મંદિર પાટોત્સવ પ્રસંગે ધર્મસભા યોજાઇ

ગઢશીશા મધ્યે ઉમિયાનગર પાટીદાર સમાજના ઉપક્રમે યોજાયેલા શ્રી લક્ષ્મીનારાયણ, શ્રી ઉમિયા માતાજી અને શ્રી રાધેકૃષ્ણના વાર્ષિક પાટોત્સવની પૂર્વસંધ્યાએ તા. ૨૦/૫/૨૦૧૧ના એક ધર્મસભા યોજવામાં આવી હતી.

આ પ્રસંગે યોજાયેલી ધર્મસભામાં શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનના માર્ગદર્શક સંતશ્રી શ્રીરંગસ્વામી અને દિવ્ય બ્રહ્મલોક ભુજના અધ્યક્ષ શાસ્ત્રી વી.વી. સ્વામીએ તેમના પ્રવચનમાં સનાતન ધર્મની સમજ આપી હતી અને જણાવ્યું હતું કે, કેન્દ્રસ્થાનમાંથી ધર્મ સંબંધી જે માર્ગદર્શન મળે એ મુજબ દરેક મંદિરોમાં તેનું પાલન થાય એ જોવાની જવાબદારી આપણા સૌની છે.

આ પ્રસંગે અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજના પ્રમુખ શ્રી જેઠાભાઇ ચોપડા અને મંત્રી શ્રી તેજાભાઇ સાંખલાએ લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનમાં યોજાઇ ગયેલા ઐતિહાસિક મહોત્સવમાં સૌ ભાવિકોએ આપેલા સહયોગને બિરદાવ્યો હતો.

શ્રી હીરાલાલ માવજીભાઇ સેંઘાણીએ સભાનું સંચાલન કર્યું હતું. જ્યારે શ્રી ઇશ્વરલાલ સાંખલાએ આભારવિધિ કરી હતી.

રાત્રે શ્રી મણિલાલભાઇના અધ્યક્ષસ્થાને યોજાયેલી સભામાં પાટોત્સવની જુદી જુદી વિધિના ચડાવા લેવામાં આવ્યા હતા. જેમાં દાતાઓએ ઉત્સાહભેર ભાગ લીધો હતો.

તા.૨૧/૫/૧૧નારોજ સવારે વાજતેગાજતે ત્રિદેવની શોભાયાત્રા નીકળી હતી અને ત્યારબાદ મંદિરમાં ભક્તિભાવપૂર્વક વાર્ષિક પાટોત્સવ ઉજવવામાં આવ્યો હતો.

# લક્ષ્મીનારાયણ દર્શનના ગ્રાહકો જોગ

અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ દ્વારા મે-૨૦૧૧થી સંસ્થાનું મુખપત્ર "લક્ષ્મીનારાયણ દર્શન" માસિક પ્રગટ કરવામાં આવ્યું છે. જેમાં વિદ્વાનો અને સંતોનાં જ્ઞાનપૂર્ણ ધાર્મિક અને આધ્યત્મિક લેખો અને તેને સંલગ્ન સાહિત્યકૃતિઓ તેમજ સંસ્થાના સમાચારો પ્રકાશિત કરવામાં આવશે. લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનમાં યોજાયેલ મહોત્સવ દરમ્યાન લક્ષ્મીનારાયણ દર્શનના ૧૨૦૦ જેટલા ગ્રાહકો નોંધાઇ પણ ગયા છે. આ માસિકનું લવાજમ રૂા. ૧૦૦ અને પંચવર્ષીય લવાજમ રૂા. ૫૦૦ રાખવામાં આવ્યું છે. જેઓ આ માસિકના ગ્રાહક બનવા ઇચ્છતા હોય તેઓ કાર્યાલયનો સંપર્ક સાધી શકે છે.

મહોત્સવ દરમ્યાન "લક્ષ્મીનારાયણ દર્શન" ના લવાજમની એક બુક ગૂમ થઇ ગયેલ છે. જેમાં રસીદનાં ૬૦૧ થી ૬૫૦ છે. આ બુક કોઇને મળી હોય તો કાર્યાલયને જાણ કરવી.

૬૦૧ થી ૬૫૦ રસીદવાળા ગ્રાહકોને ખાસ જણાવવાનું કે તેમની વિગતો અને સરનામા ન હોવાથી "લક્ષ્મીનારાયણ દર્શન" અંક મોકલી શકાતો નથી તો આ નંબરના રસીદધારકો પોતાના રસીદની ઝેરોક્ષ કોપી સંસ્થાને વહેલી તકે મોકલી આપે.

**સરનામું :** લક્ષ્મીનારાયણ દર્શન કાર્યાલય, પૂજા - એ, આઇસીઆઇસીઆઇ બેંક પાસે, સ્ટેશન રોડ, ભુજ-કચ્છ



કળશ સ્થાપન વિધિની તસ્વીર



મહોત્સવ દરમ્યાન ઉપસ્થિત જ્ઞાતી જનો



મેરેથોન દોડ



સાંસ્કૃતિક કાર્યક્રમ



ધજારોહણની તસ્વીર



યજ્ઞમાં શ્રીફળ હોમ વિધિની તસ્વીર



ભોજન સમારંભ



મહોત્સવ દરમ્યાન લાઇટ ડેકોરેશનની ઝલક

Postal Reg. No. GKCH-208/2011-2013





ગૌવર્ધન પીઠાધીશ્વર જગતગુરૂ શંકરાચાર્યશ્રી



દંડી સ્વામી, શારદાપીઠ દ્વારકા




મંચસ્થ જગદગુરૂ શંકરાચાર્યશ્રી તેમજ સંતગણ અને આગેવાનો

To,






**If not delivered Please Return to :**
**Laxminarayan Darshan** Karyalaya,
Pooja 'A', Nr. ICICI Bank,
Station Road, Bhuj-Kutch. Pin. 370 001